# દશાવતાર લીલા.

સચિત્ર

પ્રયોજક—હ. ના. શાસ્ત્રી ધમડાછાકર.

પ્રસિદ્ધ કર્તા—બાલકૃષ્ણ નારૂશંકર શાસ્ત્રી.

મોતીલાલ શેઠની ચાલી—થાણા.



यदा यदा हि धर्मस्तु विलयं याति सर्वतः ।
धर्मस्थापयेतुं विष्णुं बिभर्ति देह मुत्तमम् ॥
ना. ज.

ભાવાર્થ—જ્યાંરે જ્યાંરે ધર્મ બધેથી લય પામે છે ત્યાંરે ધર્મ સ્થાપવાને સારૂ વિષ્ણુ ભગવાન ઉત્તમ દેહ ધારે છે ધારણ કરે છે.

સુરત બરાનપુરી ભાગળ ઉપર આવેલા શ્રી "અનાવિલ" પ્રિન્ટીગ પ્રેસમાં નથુભાઈ લલ્લુભાઈ દેશાઈએ છાપ્યું.

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦ | કિંમત ૦-૧૦-૦ | સંવત ૧૯૮૦ દેવઉઠી એકાદશી. તા. ૧૯-૧૧-૨૩.



( કર્તાને સર્વ હક સ્વાધીન )

પુસ્તક મળવાનાં ઠેકાણાં:—

(૧) પ્રસિદ્ધ કર્તા પાસેથી

(૨) શાસ્ત્રી જીવણરામ અંબારામ

મહીધરપુરા, વાણીઆશેરી—સુરત.

(૩) લલ્લુભાઈ નારણદાસ બુકસેલર

લીમડાચોક—સુરત.

(૪) જાણીતા બુકસેલરો પાસેથી

(૫) તુકારામ પુંડલીક શેરન્યે

માધવબાગ, મુંબઈ નં. ૪



# નિવેદન

મ્હારા પૂજ્ય પિતાશ્રીનો કથાપુરાણશાસ્ત્ર વગેરે હિન્દુશાસ્ત્રનો ધાર્મિક બોધનો જીવનમાર્ગ હોવાથી તેમાંથી મને પણ કાંઇ કાંઇ પ્રસાદી મળતી-મળે છે. ખાસ કરીને શ્રીમદ્ભાગવત પુરાણ સાંભળવાનો પ્રસંગ આવતો. તે સંસ્કારે મારા મગજમાં જડ ઘાલી, અને સમય જતાં શ્રી૦ ભા૦ વાંચવાનો શોખ લાગ્યો. શોખના પરિણામે અને સંસ્કારોના પડઘા આ પુસ્તકદ્વારા બહાર આવ્યા. ભગવાન અને ભક્તની વાતો ચુંટી કાઢી. પણ મ્હોટાં પુસ્તકના બીકથી અને ભક્તનાં ટુંક ચરિત્રો જુદાં બહાર પાડવાનો વિચાર હોવાથી ભગવતલીલાને જુદી છપાવી બહાર પાડી.

**અવતારો ક્યાં થયા?** છેલ્લા ૭ અવતારો વિષે તો બહુ શંકાજ નથી પણ પૂર્વના ચાર ક્યાં થયા તે ચોક્કસ સ્થળ દાખવી શકાય એમ નથી; કારણ પ્રભુને એહાં એહાં જળનું સ્થળ અને સ્થળનું જળ કરવાની ટેવ છે. પણ માનવોના અનુમાન ઉપરથી આપણે કહી શકીએ કે પહેલા ત્રણ અવતાર આપણે (આર્ય લોકો) સૈબીરીયા તરફ વસતા હતા એટલે તે તરફ થએલા હોવા જોઇએ. ઋગ્વેદના ઘણા મંત્રો તે તરફના વર્ણનના છે. એવા ઘણા વિદ્વાનોનું કથન છે. (ખાસ કરીને લો૦ ટિળક) વળી શ્વેતસમુદ્રનું નામ અદ્યાપિ હયાતી ધરાવે છે. તે પરથી પણ ધારી શકાય એમ છે.

૪ થો અવતાર ઇરાનની ઉત્તર તરફ થએલો હોવો જોઇએ. એનું અનુમાન આ પ્રમાણે:—પાછળથી આર્ય લોકોના ત્રણ જુથો યુરોપ

ઇરાન અને હિન્દ તરફ ગયાં, અને ત્યાં તેઓએ મહારાજ્ય સ્થાપ્યાં. એ જુથો ત્યાંની પ્રજા સાથે ભળી ગયાં, અને ત્યાંની પ્રજાએ ધર્મ, સુધારો, રીતરીવાજ વગેરે યોગ્ય લાગે તે ગ્રહણ કર્યાં. ઇરાનમાં પારસી મહારાજ્યની હકીકત આપણે સારી રીતે જાણીએ છીએ. તેની પણ પૂર્વેની આ વાત છે. તેઓએ ઘણા પ્રદેશ ઉપર પોતાની આણ વર્તાવી હતી. "નામ તેનો નાશ" તે સુત્રાનુસારે એ રાજ્યના પણ વિભાગ થઇ ગયા, અને અંતે નાશ પામ્યાં. તે સમયે હિન્દ, એશિઆમાઇનર અને મિસરમાં પણ મહાન રાજ્યો આવેલાં હતાં. ઇરાન તરફના લોકો પાછળથી ધર્મના ફેરફારથી અને રાજ્ય લોભથી અમે એકજ છીએ એમ ભૂલી ગયા, અને એક બીજા જોડે લડવા લાગ્યા. હિન્દના આર્ય લોકોને તેઓએ હિન્દુ કહ્યા; કારણ તેઓ તે સમયે સિન્ધુ નદીની આસપાસ રહેતા હતા. તેઓને **स** બોલતાં આવડતું ન હતું એટલે તેઓ સિન્ધુને બદલે હિન્દુ એમ કહેતા. તેજ પ્રમાણે ઇરાનમાં આવેલી દાઇત્ય નદીની આસપાસ રહેનારા લોકો દૈત્યલોકો એમ હિન્દુઓએ તેઓને સંબોધ્યા. વળી તેઓને શત્રુ ભાવે અસુર ગણ્યા. પારસી કોમમાં અહુર શબ્દ દેવ તરીકે માનીતો છે. એટલે તેમાં પણ **स** ને બદલે **ह** વપરાતો જોઇશું.

વળી હિરણ્ય=સોનું અને કશ્યપ=કપડાં. પીળાં વસ્ત્ર પહેરનારાં. મહાન પારશી રાજાઓ એવાંજ વસ્ત્ર પહેરતા; કારણ તેના પેગમ્બર **જરથોસ્ત** સાહેબ તેવાંજ કપડાં પહેરતા. વળી **सोम** નામનો રસ તેને પારસીઓના ધર્મ પુસ્તકમાં **होम** શબ્દ વાપરેલો છે. હિન્દુઓના યમ, વરુણ વગેરે દેવોના નામ પણ એઓનાં ધર્મગ્રંથોમાંથી જડે છે. અને હાલના પારસીઓ પણ માન્ય કરે છે—સ્મરે છે તે પરથી એકજ

હતા તે પણ સિદ્ધ થાય છે. એટલે દૈત્ય લોકોનાં પ્રથમ રાજ્ય ઇરાનની ઉત્તર તરફ હોવાં જોઈએ. પાછળથી તેઓ આખી પૃથ્વીમાં ફરી વળેલા હોવા જોઈએ. ( મહાન્ અલેક્ઝાંડરની માફક )

પાશ્ચાત્ય મત પ્રમાણે પણ મનુષ્યોની ઉત્પત્તિ સુધરતાં સુધરતાં વાંદરોમાંથી થઈ તેને પણ આ અવતારો–મચ્છ, કચ્છ, વારાહ, નસિંહ વગેરે અનુમોદન આપે છે. એટલે જળચર, પછી જળસ્થળચર અને પછી સ્થળચર પ્રાણીઓ ઉત્પન્ન થયાં હોવાં જોઇએ. વળી તેમાં પણ પ્રથમ જંગલી જાતનાં અને પછી સુધરતાં સુધરતાં હાલના મનુષ્યો થયાં હોવાં જોઈએ. એ સિદ્ધ થાય છે.

એમાં જોઈતી ટૂંક હકીકત બનતા પ્રયાસે પાછળ દાખવી છે. વળી ભક્તકવિના પ્રભુ પ્રત્યેના બોધનાં કાવ્યઝરણની વચનામૃત રૂપે થોડીક ટૂંકો આપી છે.

આ પુસ્તક તપાસી આપનાર મુ૦ શ્રી ખંડેરાવ માનાજી પવારનો તથા છપાવવામાં મદદ કરનાર મુ૦ શ્રીમાન વૈદ મનસુખરામ માનારામ નવસારીકરનો તેમજ પ્રુફ તપાસવામાં મદદ કરનાર શ્રીમાન જીવણરામ અંબારામ શાસ્ત્રીનો અને અન્ય સલાહ આપનારનો ઉપકાર ભૂલી શકાય એમ નથી.

ધમડાછા (અમલશાડ) તા. ૧૯-૧૧-૨૩.

લી૦ સેવક.

હરિશંકર નારૂશંકર શાસ્ત્રી.





ભગવદ્ભકતજનોને

સ્નેહાર્પણ.

પ્રયોજક.

# — અનુક્રમણિકા. —





" જાવું જરૂર પડશે ઉઠી, ડંકો થતાં દરબારનો;
ભક્તિ કરી તુ શરણુ જા પ્રીતે થકી ભગવાનની "
અમૃત મળે કદી આપને, દેશો જવા શું હાથથી;
આ નવ ફરી મળે રત્નદેહ, વિચારશો તત્કાળથી.
જેને તમે પ્રીતે ભજો, ચારિત્ર વાંચો તેમનું;
વાંચી, વિચારી, વર્તવાથી, ભદ્ર થાએ આત્મનું.

કર્તા.

# અવતારનું નામ, તેનો હેતુ અને કાર્ય.

૧—**મચ્છ**રૂપે પ્રગટી હયગ્રીવ (શંખાસુર) દૈત્યને મારી બ્રહ્માને વેદ લાવી દીધા તથા **સત્યવ્રત** રાજાને પ્રલયલીલા દેખાડી.

૨—**કુર્મ**રૂપે પ્રગટી સમુદ્રમંથન વેળા મંદરાચલ પર્વતને પીઠ પર રાખ્યો...........................................

૩—**વરાહ**રૂપે પ્રગટી **હિરણ્યાક્ષ** દૈત્યને મારી પૃથ્વીને બહાર કાઢી.

૪—**નૃસિંહ**રૂપે પ્રગટી **હિરણ્યકશ્યપ** દૈત્યને મારી **પ્રલ્હાદ**જીને સહાય કરી...........................................

૫—**વામન**રૂપે પ્રગટી ઈંદ્રાદિ દેવોના હિતાર્થે **બલિ**રાજાને છળવાને.

૬—**પરશુરામ**રૂપે પ્રગટી ક્ષત્રિયોને સજા કરવાને...............

૭—**રામચંદ્રજી**-રૂપે પ્રગટી **રાવણ**ને સંહારવા તથા રાજા, પુત્ર, ભાઇઓ વગેરેએ કેમ વર્તવું તેની નમુનારૂપ લીલા બતાવવાને.

૮—**કૃષ્ણ**રૂપે પ્રગટી કંશને મારવાને તથા પ્રેમભક્તિની રીત લોકોને બતાવવાને...........................................

૯—**બુદ્ધ**રૂપે પ્રગટી જીવનના હિતાર્થે ધર્મનો ઉપદેશ આપવાને.....

૧૦—**કલ્કિ**રૂપે * પ્રગટી કળિના અધર્મનો નાશ કરી સત્યયુગનો પાયો નાંખવાને...........................................



---

* થવાનો છે. જગત્માં બહુજ પાપ પ્રવર્તતાં થશે.

# ચાર યુગની આયુષ્ય ગણત્રી.

| યુગ. | વરસ. | |
|---|---|---|
| ૧—સત્ય | ૧૭૨૮૦૦૦ | થઈ ગયા. |
| ૨—ત્રેતા | ૧૨૯૬૦૦૦ | |
| ૩—દ્વાપર | ૮૬૪૦૦૦ | |
| ૪—કળિ | ૪૩૨૦૦૦ | ચાલુ સમય. |

ચાર યુગ મળી એક ચોકડી થાય છે. તેના વરસ ગણતાં ૪૩૨૦૦૦૦ થયાં. હાલમાં ચોથો યુગ ચાલે છે. તે હાલ બાળ વયમાં છે. છતાં તે આજ પૃથ્વીમાં કેવા વેશ ભજવી રહ્યું છે! તેની ઉમર ૫૦૨૪ ની વરસની થઈ છે.

એક બૂકમાં કલિના ધર્મ નીચે પ્રમાણે ગણાવ્યા છે:—

ધર્મ, અર્થ, કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, માન, ઈર્ષા, દંભ, કપટ, રાગ, છળ, દ્વેષ, હિંસા, પરસ્ત્રીસંગ, મદ્યપાન, માંસાહાર આદિ પ્રવર્તશે. છતાં બચવાનો ઉપાય?

**કલિયુગમાં** એક ગુણ રહેલો છે.

**શું?**

શુદ્ધસુધર્મ સહિત ભજન-સ્મરણ અહોનીશ કરવાથી તરત મુક્તિ મળે છે.

## દેવોનાં વરસ.

| | |
|---|---|
| ૧ મનુષ્યવર્ષ=૧ દેવ અહોરાત્ર<br>૩૬૦ દેવઅહોરાત્ર=૧ દેવ વરસ<br>૧૨૦૦ દેવવરસ=૧ દેવયુગ<br>૧૦૦૦ દેવયુગ=૧ બ્રહ્માની રાત્રિ<br>૩૬૦ બ્રહ્માના અહોરાત્ર=૧ બ્રહ્માનું વરસ<br>૧૦૦ બ્રહ્માના વરસ=૧ પર<br>૭૧ ચોકડી=૧ મનુ<br>એવા ૧૪ મનુ ગણાવ્યા છે:— | હાલમાં વૈવસ્વત મનુ ચાલે છે. |

# ભક્તિ વિષે કંઈક.

ભક્તિનો સાધારણ અર્થ ભજન કરવું એવો ઉત્તર નાનું બાળક પણ આપી શકશે. પણ તેનો યોગ્ય ખુલાશો થવા સારૂ અત્રે બે બોલ બોલીશ.

ભક્તિ શબ્દ ભજ્ધાતુ ભજન કરવું તે પરથી થયો છે.

**પ્રકાર:**—એના પ્રકાર બહુ જાતના હોઇ શકે. ઇશ્વરની ભક્તિ, માતતાતની ભક્તિ, ગુરૂની ભક્તિ, દેશની ભક્તિ, વડીલોની ભક્તિ, ન્યાતજાત વગેરેની.

હિન્દુ શાસ્ત્ર પ્રમાણે ભક્તિના (ઇશ્વર પ્રાપ્તિના) ત્રણ પ્રકાર પાડેલા છે. જ્ઞાન, ઉપાસના અને કર્મ.

કર્મનો અર્થ ક્રિયા કરવી-કામ કરવું. સ્નાનસંધ્યા, પૂજા, હોમ કરવો, દેવસેવા કરવી વગેરે કર્મના પગ છે. કલિયુગમાં કર્મજ પ્રાધાન્યપદ ભોગવે છે. એથી જ્ઞાન થાય છે. જ્ઞાનમાં મોક્ષ રહેલો છે. કર્મથી:-મળ, વિક્ષેપ અને અજ્ઞાનનો નાશ થાય છે. સુસંસ્કારો મગજમાં જડાય છે, અને તેથી ભક્તિમાર્ગ ખુલ્લો થાય છે.

**કર્મના પ્રકાર:**—[1]નિત્યકર્મ, નૈમિત્તિક, પ્રાયશ્ચિત, કામ્ય અને નિષિદ્ધ નિત્યકર્મ=દરરોજના કર્મ. સંધ્યા પૂજા વગેરે.

**નૈમિત્તિક:**—નિમિત્ત એટલે કોઇપણ કારણસર કરવું તે. સીમંત, ઉપનયન સંસ્કાર વગેરે.

---

૧. વધુ માટે જુઓ ધર્માભિમાનનુ પુસ્તક

**પ્રાયશ્ચિત:**—એટલે કાંઇપણ જાણુ અજાણુથી થઇ ગએલાં પાપોને મટાડવાને. તીર્થસ્નાન, ભજન કિર્તન કરવું-કરાવવું.

**કામ્ય:**—એટલે કાંઇપણ મનમાં ઇચ્છા થવાથી કરવું તે.

**નિષિદ્ધ:**—એટલે દુશ્મનના નાશ માટે કર્મ કરવું તે. એને યાગક્રિયા કરાવવી પડે છે.

**ઉપાસના:**—ઘણી રીતે કરી શકાય છે. એના નવ પ્રકાર પાડેલા છે.

**" श्रवणं किर्तनं विष्णोः स्मरणं पाद सेवनम् ।**
**अर्चन वंदनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥ "**

**અર્થ:**—શ્રવણ (સાંભળવાથી) કિર્તન (ભજન કરવાથી) સ્મરણ (નામ જપવાથી) પાદસેવન [પગપૂંજા કરવાથી] અર્ચન [પુષ્પ ચંદન વડે મૂર્તિની પૂંજા કરવી વદન (નમસ્કાર કરવા) દાસ્ય (દાસપણું કરવું સખ્ય મિત્રભાવે) તથા આત્મનિવેદન (પોતાના આત્માને પરમાત્મા સન્મુખ રજુ કરવો.

**જ્ઞાન:**—એ વડે છ [૨]શત્રુઓ છતી જેને અહંબ્રહ્મ એવી ભાવના થાય એટલે સાકાર ઉપરથી નિરાકારરૂપે પ્રભુને ઓળખવા.



---

૨. ક્રોધ, લોભ, કામ, મોહ, મદ, ગર્વ,.

# દશાવતાર.

## દશ લીલાઓ.

### ૧. મચ્છરૂપે ભગવાન.

આ અવતાર લેવાના મુખ્ય બે કારણ છેઃ—(૧) **હયગ્રીવ** દૈત્યને મારી વેદ લાવવાને. (૨) **સત્યવ્રત** રાજાને પોતાની માયાવડે પ્રલયસ્થિતિ બતાવવાને.

૧—**હયગ્રીવ** નામે બળવાન રાક્ષસ થઇ ગયો. તે ઘણા લોકોને દુઃખ આપતો હતો. એ એટલો બળવાન થઈ પડયો હતો કે તેને કોઈ હરાવી શકતું નહિ. તો પછી તેને મરણનો તો ભયજ કયાંથી? એક વખત તેણે બ્રહ્માના વેદનું હરણ કર્યું. એથી બ્રહ્માજીએ ભગવાનની સ્તુતિ કરી. આ સમયે ભગવાને પોતાના ભક્ત **સત્યવ્રત** રાજાને પ્રલયલીલા બતાવવા માટે **મચ્છાવતાર**× ધારણ કર્યો હતો. એવા **મચ્છરૂપ** ભગવાને **હયગ્રીવ**ને મારી બ્રહ્માને વેદ લાવી આપ્યા.

૨—પૂર્વે દ્રવિડ દેશમાં **સત્યવ્રત** નામે રાજર્ષિ થઇ ગયા. તે જળપાન કરી ભારે તપશ્ચર્યા કરતા હતા. એક દિવસ એ રાજા કૃતમાલા નામની નદીમાં તર્પણ કરતા હતા. ત્યાં તેના પાણીથી ભરેલા ખોબામાં એક સુંદર માછલી આવી ગઈ. રાજાએ તેને પાણીમાં નાખી

---

× પ્રથમ ચાર અવતાર એશિઆની ઉત્તરે ( સૈબીરીયા તરફ ) થયા હોવા જોઇએ.

દીધી. ત્યારે તે માછલી વાચારૂપે બોલી કે હે રાજા ! આ જલમાં મોટી મોટી માછલીઓ (મચ્છો) નાની માછલીને ખાઈ જઇ પોતાની ક્ષુધા મટાડે છે, તો મને એ ભયમાંથી બચાવો. દયાળુ રાજાએ એક કલશમાં જળ ભરી તેમાં તેને નાખી આશ્રમમાં લઇ ગયા. બીજે દિવસે માછલીને (મચ્છને) એકદમ વધેલી જોઇ રાજાએ તેને પાણીના ગોળામાં નાંખી. એ પ્રમાણે દિનેદિને તે માછલીએ મોટા મચ્છનું રૂપ ધારણ કરેલું જોઇ રાજાએ તેને અનુક્રમે કુવામાં, તળાવમાં, સરોવરમાં, અને અનેક મોટાં મોટાં જલાશયોમાં નાખ્યો. પણ જ્યાં જુએ ત્યાં તે મચ્છ મોટો ને મોટો થતો જણાયો. છેવટે રાજાએ તે મચ્છને સમુદ્રમાં નાખવાનો વિચાર જણાવ્યો. ત્યારે મચ્છ મનુષ્ય સાદે બોલ્યા કેઃ—હે રાજા ? અહીં મોટા બળવાળા મગરમચ્છો મને ખાઇ જશે, એ પ્રમાણે મચ્છરૂપે ભગવાન જાણે મુંઝાતા ન હોય ! તેવા જણાતાં જ્ઞાની રાજાએ પૃછ્યું કે મચ્છરૂપથી અમને મુઝાવનાર આપ કોણ છો ? એક દિવસમાં એકદમ વધી જતાં જળચર પ્રાણીઓ આ જગતમાં મેં ક્યાંએ દીઠાં નથી કે સાંભળ્યાં પણ નથી. માટે આપ અવશ્ય સાક્ષાત્ **નારાયણ** રૂપજ છો, એમ મારી ખાતરી થઇ છે. તો એ રૂપ તમે શા કારણથી ધર્યું છે તે હું જાણુવા ઇચ્છું છું.

**મચ્છરૂપે*** **ભગવાન** કહે છેઃ—હે રાજા ! તારી ભક્તિથી હું

---

* કેડથી ઉપરનો ભાગ મનુષ્યનો અને નીચેનો ભાગ મચ્છ જેવો એવા જળચર જીવો કોઇ કોઈ વખત મહાસાગરોમાં દેખા દે છે એવું એક જોડું આફ્રિકાને કિનારેથી જાળમાં પકડાયું હતું. તેમાંથી એક મચ્છ પાણીમાં જતો રહ્યો હતો. તેમાનો એક મચ્છ ઇંગ્લાંડમાં બ્રિટિશ મ્યુઝી-યમમાં છે. એટલે આ અવતાર થયાની ખાતરી થાય છે.

પ્રસન્ન થયો છું. હું કહું તે તું સાંભળ. આજથી સાતમે દિવસે આ પૃથ્વીનો પ્રલય થશે. ત્યારે મારી પ્રેરણાથી એક મોટું વહાણ તારી પાસે આવશે. તેટલા વખતમાં તું સઘળી ઔષધિ અને સર્વ પ્રકારનાં બીજ લઈને સપ્તર્ષિઓ અને સર્વ જીવોની સાથે ધીરજથી એ મોટા વહાણમાં ચઢજે. બ્રહ્માની રાત્રિ પુરી થશે, ત્યાં સુધી હું એ વહાણને સમુદ્રમાં ખેંચ્યા કરતો વિહાર કર્યા કરીશ. એમ કહી મચ્છરૂપે ભગવાન ત્યાંથી અંતર્ધાન થઇ ગયા.

**સત્યવ્રત** રાજા સઘળી તૈયારી કરી સાતમા દિવસની રાહ જોવા લાગ્યા. સાતમે દિવસે સમુદ્રે મર્યાદા મૂકી પૃથ્વીને ડુબાવતી રાજાએ જોઈ. એકદમ અતિવૃષ્ટિ થવા લાગી. સઘળે અંધકાર વ્યાપી રહ્યો. એવામાં ત્યાં એક મોટું વહાણ આવતું જણાયું. તેમાં સઘળી ઔષધિ, બીજ, સપ્તર્ષિ અને બધા જીવોની સાથે સત્યવ્રત રાજા બેઠા.

પછી પ્રભુનું ધ્યાન ધરતા તેને આવવાની રાહ જોવા લાગ્યા. એવામાં ભગવાને (કેડથી ઉપરનો ભાગ મનુષ્ય જેવો છે એવા) દર્શન દીધાં * આવું અદ્‌ભુત રૂપ જોઈ રાજા વિસ્મય પામ્યા. ત્યાર પછી ભગવાને તે વહાણને બ્રહ્માની રાત્રિ પુરી થઈ ત્યાં સુધી સમુદ્રમાં ફેરવ્યા કર્યું. **સત્યવ્રત** રાજાએ પરબ્રહ્મ સંબંધી જે જે પ્રશ્નો પૂછયા તેના યોગ્ય ઉત્તર આપી જ્ઞાન આપ્યું.+

---

*** મચ્છભગવાનને એક એક શીંગડું હતું. અને તે શીંગડા સાથે વાસુકી નાગને બાંધી તેને દોરડું સમજી તે દોરડાંને વહાણ સાથે બાંધી ભગવાન જળમાં રાત્રિદિવસ ફર્યા હતા.**

**(શ્રી. ભા. પુ.)**

**+ આ લીલામાં પ્રલય કાળ થએલો એવું લખવામાં આવ્યું છે. પરંતુ તે ખરેખરો થએલો હોય એવું લાગતું નથી. માત્ર સાત દિવસમાં સત્યવ્રત રાજા ઉપર પ્રસન્ન થઈ પ્રલયસ્થિતિ બતાવેલી લાગે છે.**



મત્સ્ય અવતાર

જોશી આર્ટ પ્રિંટીંગ વર્કસ, ભાવનગર.



કૂર્મ અવતાર.

આ પ્રમાણે ભગવાનના અનુગ્રહથી **સત્યવ્રત** રાજા વૈવસ્વત મનુ થયા. તેમજ બ્રહ્મવિદ્યા તથા મત્સ્યપુરાણનું સર્વ જ્ઞાન ભગવાને પ્રસન્ન થઈ આપ્યું. એ પ્રમાણે ભક્તની ઇચ્છા પૂર્ણ કરી ભગવાન ત્યાંથી અંતર્ધાન થઈ ગયા.






છઠ્ઠા મન્વંતરમાં વૈરાજની **સંભુતિથી “ અજિત ”** નામે ભગવાન થયા. જેણે પાછળથી કાચબાનું રૂપ ધારી મદરાચલ પર્વતને પકડી રાખી સમુદ્ર મંથન કરી દેવોને અમૃત પાયું હતું. વૃતાંત નીચે પ્રમાણે.

દૈત્યોએ ઘણા દેવોનો નાશ કર્યો તેમજ દુર્વાસાના શાપથી * ઇંદ્રાદિ દેવો ગભરાઈ બ્રહ્માજી પાસે ગયા. ત્યાં જઇ તેમણે પોતાનું દુઃખ નિવેદન કર્યું. એ દુખનું નિવારણ પોતાથી થઇ શકે એવું ન હોવાથી બ્રહ્મા દેવો સહિત લોકાલોકથી × પણ અધિક ગણાતું **અજિત** ભગવાનનું સ્થાનક હતુ ત્યાં ગયા. બ્રહ્માદિ દેવોએ ભગવાનની સ્તુતિ કરતાં વૈકુંઠાધિપતિ ભગવાને દર્શન દીધાં. સર્વ દેવોએ નમસ્કાર કર્યા.

* એક દિવસ દુર્વાસા ઋષિને રસ્તામાં ઇંદ્ર મળ્યા. તેને જોઇ ઋષિજીએ પોતાના ગળામાની માળા કાઢીને આપી. લક્ષ્મીના મદવાળા ઇંદ્રે તે માળાનો અનાદર કર્યો, અને તેને ઐરાવત હાથીના કુંભસ્થળમાં નાખી. હાથીએ તે માળાને પગ તળે છુંદી નાખી એ જોઇ ઋષિજીએ ક્રોધે ભરાઈ શાપ દીધો કે ત્રણે લોકની સાથે તુ લક્ષ્મી રહિત થા.

× જુઓ કેટલીક હકીકત.

ભગવાન કહે છે:—હે બ્રહ્માદિ દેવતાઓ ! સર્વ એકચિત્તે સાંભળો. **કંઈ મોટું મહત્વનું કામ કરવું હોય ત્યારે શત્રુ સાથે મિત્રતા રાખવી.** અને કામ સિદ્ધ થયે ઉંદર સાથે જેમ સર્પ વર્ત્યો હતો તેમ કરવું. + માટે પાછા ત્યાં જઈ અમૃત કાઢવાની તૈયારી કરો.

અમૃત પીવાથી જીવ મોતથી ઘેરાઈ ગયો હોય તો પણ અમર થાય છે. સઘળી લતા, ખડ, ઔષધિઓ વગેરે ક્ષીરસાગરમાં નાખી મંદરાચલની રવાઇ કરી, વાસુકી નાગનું નેતરૂં × કરી, સમુદ્ર-મંથન કરો તેમાં હું તમને જોઈતી સહાય આપીશ. એમ કહી ભગવાન અંતર્ધાન થયા. પછી સઘળા દેવોએ દૈત્યો સાથે મૈત્રી કરી અમૃત કાઢવાની તૈયારી કરી. સઘળી વનૌષધિઓ અને મંદરાચલ પર્વતને લઈ સર્વે ક્ષીરસાગર ( શ્વેત સમુદ્ર ) તરફ ચાલ્યા. રસ્તામાં પર્વત ન ઉંચકાવાથી પડતો મૂકયો. પરંતુ ત્યાં ભગવાને આવી મદદ કરવાથી તેને સમુદ્ર કાંઠે લઈ આવ્યા.

ભગવાને *ગરુડને રજા આપી. પછી સર્વ સમુદ્ર-મંથન કરવા

---

+ એક પેટીમાં સર્પ સપડાએલ હતો. તેને બહાર નીકળવાને બીલકુલ રસ્તો ન હતો. એવામાં ત્યાં ઉંદરે આવી દોડાદોડ કરી મૂકી. સાપે પેટીમાં બાકોરૂં પાડવા ઉદરને ઘણા કાલાવાલા કર્યા, અને તેને ઇજા નહિ કરૂં એવું અભયવચન આપ્યું. ઉદરને દયા આવવાથી પેટીમાં એક બાકોરૂં પાડયુ એટલે સર્પ બહાર નીકળ્યો. ભૂખ્યા સર્પએ તેનો આહાર કર્યો-ગળી ગયો.

× **નેતરૂં=દોરડું.**

*** ગરૂડ હોય ત્યાં સર્પ આવી શકતો નથી; કારણ કે ગરૂડનો ભક્ષ છે.**

લાગ્યા. પરંતુ ભારને લીધે પર્વત પાણીમાં ડૂબી ગયો. તત્ક્ષણે ભગવાને કાચબાનું+ રૂપ ધરી મંદરાચલને બહાર કાઢ્યો આ પ્રમાણે મંથન કરતાં પ્રથમ હલાહલ નામનું ઝેર નીકળ્યું. આથી બધા લોકો ગભરાવા લાગ્યા. ભગવાનની સૂચનાથી તેઓ સર્વે કૈલાસમાં જ્યાં સદાશિવ બેઠા હતા. ત્યાં ગયા. ત્યાં જઈ સર્વેએ હાથ જોડી ઝેર વિષેની વાત કહી સંભળાવી. શંકરે પોતાની સ્ત્રી ઉમાજીને પૂછ્યું, કે પ્રિયા ! ક્ષીરસમુદ્રનું મંથન કરતાં ઉત્પન્ન થએલા ઝેરથી પ્રજાઓને મારે અભયદાન દેવું એ સાધુ[1] પુરૂષોનો ધર્મ છે. જે એવા લોકો પર દયા રાખે છે. તેમના પર ઈશ્વર પ્રસન્ન થાય છે એ પ્રમાણે પાર્વતિજીને કહી તેમની રજા લઈ શંકર ભગવાન ત્યાં જઈ જાણે અમૃત પીતા ન હોય, તેમ તે ઝેરને પી ગયા !

દેવ-દૈત્યોએ પુનઃ સમુદ્રમંથન કરવા માંડયું. એ પ્રમાણે મંથન કરતાં તેમાંથી ૧૪ રત્નો નીકળ્યાં. કહ્યું છે કેઃ—

लक्ष्मी कौस्तुभ पारिजातक सुरा धन्वन्तरी श्चंद्रमा
गाव: कामदूघा सुरेश्वरगजो रंभादि देवांगना ॥
अश्वः सप्तमुखो सुधा हरिधनुः शंखो विषंचाम्बुधे-
रत्नानीति चतुर्दशः प्रतिदिनं कुर्यात् सदा मंगलम् ॥१॥

ચૌદ રત્નોઃ—લક્ષ્મી, કૌસ્તુભમણિ, પારિજાતક વૃક્ષ, ધન્વન્તરી (વૈદ્ય) ચંદ્રમા, કામદુઘા ગાય, ઐરાવત હાથી, રંભા, સપ્તમુખી ઘોડો, અમૃત, શંખ, વિષ અને ગાંડીવ નામનું ધનુષ.

---

+ કેડથી નીચેનો ભાગ કાચબા જેવો અને ઉપરનો ભાગ મનુષ્ય જેવો.

૧ જેના આચરણ અનુકરણીય હોય જગતમાં પૂજ્ય મનાતા હોય એવા પુરૂષો. (હાલના ભિખ માગતા અજ્ઞાન સાધુઓ નહિ.)

# ૩. વરાહરૂપે ભગવાન.

બ્રહ્માજીએ સૃષ્ટિ સૃજીને તેમાં ઘણા જીવો ઉત્પન્ન કર્યા. તેમાં કેટલાક દુષ્ટ મનુષ્યો પણ નીકળ્યા તેઓએ જગતમાં કેર વર્તાવવા માંડયો. તેઓમાં **હિરણ્યકશ્યપ** અને **હિરણ્યાક્ષ** મુખ્ય હતા. હિરણ્યાક્ષને મારવાને ભગવાનને વરાહ અવતાર લેવો પડયો તેની વાર્તા નીચે પ્રમાણે:—

પૂર્વે **કશ્યપ** નામના ઋષિ થઇ ગયા. તેમને **દીતિ** નામની સ્ત્રી હતી. લાંબી મુદત સુધી કાંઈ સંતાન ન થવાથી દીતિએ પોતાના પતિ આગળ આવી હઠ* કરી પુત્રની માગણી કરી. જ્ઞાની કશ્યપે ના કહેવા છતાં દીતિએ પોતાની હઠ છોડી નહિ. સ્ત્રી હઠ આગળ કશ્યપજીનું કાંઇ ન ચાલવાથી ના મરજી છતાં તેમણે યોગબળ વડે બે પુત્રો ઉત્પન્ન કર્યા. જેના નામ **હિરણ્યકશ્યપ** અને **હિરણ્યાક્ષ** પાડયાં. ના મરજી છતાં ઉત્પન્ન થએલા હોવાથી તે દૈત્ય (આસુરી વૃત્તિવાળા કહેવાયા. મોટા થતાં તેઓ બ્રહ્માના વરદાન વડે મોટા બળવાન નીવડયા. હિરણ્યકશ્યપે પૃથ્વીનું રાજ્ય તાબે કર્યું.

મોટાભાઇના હિત ખાતર નાનાભાઇએ રાજ્યકારભાર-પ્રધાનપણું કરવા માંડયું. બે ભાઇઓના પરાક્રમથી ત્રણે લોક ડરવા લાગ્યા. એક વખતે હિરણ્યાક્ષ યુદ્ધ કરતો કરતો સઘળે જય મેળવતો સ્વર્ગલોક દેવલોકમાં જઇ ચઢયો. પોતાના બળના તેજથી ઝાંખા પડેલા ઇંદ્રાદિક દેવોને સંતાઇ ગએલા જોઇને **"તેઓમાં બળ નથી, તેઓ**

---

* સ્ત્રીહઠ, બાળહઠ, રાજહઠ, યોગીહઠ અને અર્થહઠ.

**ઉન્મત્ત છે"** એમ કહી મોટી ગર્જના કરતો ત્યાંથી પાછો વળ્યો, અને માયાવી બળવડે **સમુદ્રમાં ઉન્મત્ત હાથીની** પેઠે પેઠો. ઘણા વખત સુધી સમુદ્રમાં ફરી, ઘણા જળચર પ્રાણીનો નાશ કરી **વિભાવરી** નામની નગરીમાં આવી ચઢ્યો. ત્યાં પાતાળના પાળનારા જળચર પ્રાણીના સ્વામી **વરુણદેવને** જોઇ મશ્કરી કરી બોલ્યો, કે હે દૈત્યોને મારી રાજસૂય યજ્ઞ કરનારા તમે મને યુદ્ધ આપો. **વરુણદેવ** બોલ્યા, કે હે બળવાન રાક્ષસરાજ આપનાં પરાક્રમ એવાં છે, કે આપની સાથે **વરાહ ભગવાન** વિના કોઇ પણ યુદ્ધ કરવાને સમર્થ નથી. તારો ગર્વ તે ઉતારશે અને તેને હાથે તું રણશય્યામાં સુઇશ—મરણ પામીશ.

એવાં વરુણદેવનાં વચનને તિરસ્કારી કાઢી **નારદજી** પાસેથી ભગવાનના સમાચાર જાણીને ઉતાવળથી તે રસાતળમાં પેઠો. ત્યાં આગલી દાઢની અણી–વડે પૃથ્વીને લઇ આવતા વરાહ–ભગવાનને* જોઇ મશ્કરી કરીને બોલ્યો કે અહો! આ પાણીમાં ફરનારો વરાહ× છે. હે સૂવરના+ જેવી આકૃતિવાળા! આ પૃથ્વીને લઇને મારી નજર આગળથી તું કુશળ જવાનો નથી. એ અમને બ્રહ્માએ આપેલી છે. માટે તું પૃથ્વીને છોડી દે. હે મૂઢ! આજે તને મારીને મારાં સગાં સંબંધીનો શોક ટાળીશ. તારા મરણથી દેવો અને ઋષિઓ મૂળવગરના –આશ્રય વિનાના થઇ જશે. શત્રુના વચનરૂપ બાણોથી

---

* ભગવાનની ઇચ્છાથીજ દૈત્યોને મારવા આગળથી આવું રૂપ લીધું હતું.

× વારાહ પણ કહેવાય છે

+ ડુક્કર.



વરાહ અવતાર.

જેશ્રી આર્ટ પ્રિંટિંગ વર્કસ, [illegible], [illegible], મુંબઈ



નૃસિંહ અવતાર.

દુઃખ પામતા ભગવાન પૃથ્વી સહિત એકદમ બહાર નીકળ્યા. પૃથ્વીને પાણી ઉપર મૂકી તેમાં પોતાની આધારશક્તિ નાખી ભગવાન શત્રુ પ્રત્યે હસતા હસતા બોલ્યા. હે દુષ્ટ હિરણ્યાક્ષ ! તું કહે છે તે ખરૂં છે. હું વનમાં ફરનારા સૂવર જેવો છું. તોપણ તારા જેવા કુતરાને ભક્ષાર્થે શોધું છું.

તેં તારી ગદાએ કરી અમને ( દેવોઆદિ ) નસાડયા છે. અમે લડવાને અશકત છીએ. તો પણ તારી સામે ઉભા છીએ. આથી **હિરણ્યાક્ષને** ઘણો ક્રોધ ચઢયો. અને એકદમ ભગવાનને ગદા મારી. ભગવાને આડા તરી તે ગદાને છટકાવી તેને છેતર્યો. આમ ઘણા સમય સુધી બન્ને વચ્ચે ગદાયુદ્ધ ચાલ્યું પરતુ કેમે કરી કોઈની હારજીત થઇ નહિ. છેવટે ન ફાવવાથી **હિરણ્યાક્ષે** ભગવાન ઉપર ત્રિશૂળ ફેંકયું. ભગવાને સુદર્શન ચક્રવડે તે ત્રિશૂળને કાપી નાંખ્યું. પોતાના ત્રિશૂળનો નાશ થએલો જોઈ માયાવી દૈત્યે જોરથી ભગવાનની છાતીમાં મૂકકી મારી અંતર્ધાન થઈ ગયો. પણ પુનઃ આવી કંઈ ન ફાવવાથી માયા વડે પત્થર, વિષ્ટા વગેરે ચારે કોર વર્ષાવવા લાગ્યો જ્યારે બધી માયા નાશ પામી ત્યારે ભગવાનને છાતી સાથે દાબી મારી નાંખવા પાસે આવ્યો. પાસે આવતાંજ ભગવાને જોરથી લમણામાં મૂકકી મારી આથી **હિરણ્યાક્ષ** બેભાન થઇ નીચે પડયો. જોત જોતામાં મરણને શરણ થયો. આથી **સ્વર્ગલોકમાં** જયજયકાર થઈ રહ્યો. પછી ભગવાન પૃથ્વીને ત્યાં રહેવા દઈ અંતર્ધાન થઇ ગયા.



# ૪. નૃસિંહરૂપે ભગવાન

વરાહ ભગવાને **હિરણ્યાક્ષને** મારી નાંખ્યો, એ વાત આગળ આવી ગઇ. ભાઇના મરણને લીધે **હિરણ્યકશ્યપને** શોકથી ઘણું દુઃખ થયું. તેણે દેવતા, ઋષિ, પિતૃ, ધર્મ, જીવ અને જગત એ સર્વને પાળનારા **વિષ્ણુ** ભગવાનને તેમજ તેના ભકતોને મારી નાખવા મનમાં નિશ્ચય કર્યો. તુરત પોતાના અનુચરોને બોલાવી, બ્રાહ્મણો, ગાય, વેદ વર્ણ આશ્રમ વગેરે ભગવાનને માનનારાનો નાશ કરવા કહ્યું. **હિરણ્યાક્ષને** મરી જવાને ઘણાં વરસ વીતવા છતાં સ્વમાતા **દીતિ**, ભાઇની સ્ત્રી **રુષાભાનુ** અને તેના પુત્રો **શંબર, શકુનિ** આદિને શોક કરતાં જોઇ **હિરણ્યકશ્યપ** નીચે પ્રમાણે બોલ્યો:—

**"તમારે કદી શોક કરવો નહિ; કારણ કોઇ પણ મનુષ્યનો શત્રુ સાથે લડતાં વધ થાય, એ વખાણવા યોગ્ય છે. એવું મરણ શૂર પુરુષોને અત્યંત પ્યારૂં લાગે છે. પ્રારબ્ધ કર્મથી ભેળાં થતાં અને જુદાં પડતાં પ્રાણીઓ પાણીના પરબમાં ભેળાં થતાં લોકોની માફક આ અસાર સંસારમાં ભેગાં થાય છે."**

સંસાર એ મુસાફરખાનું છે. જેમ મુસાફરો બે દિવસ રહી ત્રીજે દિવસે પોતાનો માર્ગ પકડી લે છે. તેમજ આ અસાર સંસારનું સમજવું. "આત્મા દેહાદિકથી જુદો હોવાને લીધે અમર છે. મરતો નથી, તેમ ઓછો થતો નથી. એ શુદ્ધ છે, સર્વવ્યાપક છે અને સર્વજ્ઞ છે. જેમ પાણીના હાલવાથી તેમાં પ્રતિબિંબિત થએલાં

આડો પણ હાલતાં જણાય છે. તેમ શરીરના સુખદુઃખાદિક ધર્મો આત્મામાં આવતા હોય તેમ જણાય છે."

જેમ ફુદડી ફરનારાની આંખ ફરતી હોય, પણ જુદી ભ્રમણાથી તેને ધરતી ફરતી જણાય છે તેમ આત્માનો દેહ સાથે સંબંધ ન હોવા છતાં આત્મા હું દેહ છું" એમ માની લે છે. એ પોતાના સ્વરૂપની ઉલટી ભ્રમણા છે. સાંભળો એકચિત્તે. પૂર્વે સુયજ્ઞ નામે રાજા થઇ ગયો. તેને યુદ્ધમાં શત્રુએ મારી નાખતાં તેના સંબંધીઓ તેની ચારે કોર વીંટળાઇને શોક કરવા લાગ્યાં. દૈવે પોતાના પતિનો નાશ કરેલો જોઇ તેમની રાણીઓ છાતી કૂટતી ઉંચા સ્વરથી રડવા લાગી, અને બોલી કે હે રાજા! તમ વિના અમે હવે શી રીતે જીવીશું? માટે તમે જ્યાં જવાના હો ત્યાં અમને તમારા ચરણસેવાર્થે આવવાની આજ્ઞા આપો.

એ પ્રમાણે કલ્પાંત કરવામાંજ સૂર્યાસ્ત થઇ ગયો. રાત્રિ વીતવા લાગી. એ કલ્પાંત સાંભળી ત્યાં બાળકનું રૂપ લઇ **યમરાજા** આવ્યા. અને કહેવા લાગ્યા; કે હે સ્ત્રીઓ! જે અવિનાશી ઇશ્વર પોતાની ઇચ્છાથી આ સૃષ્ટિ સરજે છે, રક્ષા કરે છે, અને પ્રલય પણ કરે છે. ઇશ્વરને આ જગત સ્થાવરજંગમ રમકડું છે. એવી તો તેની પાસે ધણીએ મિલ્કત પડી છે. જો ધારે તો તે માર્ગમાં પડેલાને બચાવે છે, અને ઘરમાં રક્ષાએલાનો પળવારમાં નાશ કરે છે. માટે તમે તમારા આ પતિને સૂતેલો જોવા છતાં તેનો વૃથા શોક શા માટે કરોછો? સાંભળો. કુલિંગ પક્ષીનું એક જોડું કોઇ પારધિની નજરે પડ્યું. પારધિએ તેના પર જાળ નાખી. તેમાં માદા પકડાઇ જવાથી નરને ઘણું દુઃખ થયું. અંતે નર પણ મરવાની ઇચ્છાથી ત્યાં બેસી

રહ્યો. લાગ જોઇ પારધિએ તેને વીંધી નાખ્યો. આથી તેનાં બચ્ચાં ઘરે ટળવળતાં રહ્યાં. માટે હે સ્ત્રીઓ ! તમે મરણને નહિ જાણનારીઓ છો. તમે સેંકડો વરસ સુધી શોક કર્યા કરશો તો પણ આ મૃત પતિને પુનઃ પામવાનાં નથી. એમ કહી **યમરાજા** અંતર્ધાન થયા.

આં પ્રમાણે ઉપદેશથી સર્વનું મન વૈરાગ્ય તરફ વળ્યું, અને પરબ્રહ્મમાં જોડાયું. આ ઉપરથી **હિરણ્યકશ્યપ** કેવો જ્ઞાની હતો તે જણાશે. ત્યાર પછી **હિરણ્યકશ્યપે** ઘણા વરસ સુધી ઉગ્ર તપ કરી **બ્રહ્મા** પાસેથી કોઇ પણ પ્રાણી કે પદાર્થ વડે પોતાનો નાશ ન થાય એવું વરદાન મેળવ્યું. એમને ચાર પુત્રો હતા. તેમાં સવ કરતાં નાના **પ્રહલાદજી** હતા. તેમને ગર્ભથીજ પ્રભુની પ્રેરણાથી ઇશ્વરી જ્ઞાન થયું હતું. તેમની એકપણ પળ રામનામ (પ્રભુનું નામ) લીધા સિવાય જતી નહિ. તેમને **રામનામ** બહુ વહાલું હતું. એક વખતે હિરણ્યકશ્યપે **પ્રહલાદજીને** પોતાના ખોળામાં બેસાડી પૂછ્યું કે હે પુત્ર ! તારા મનને જે સારૂં લાગે તે મને કહે.

**પ્રહલાદજી** બોલ્યા કે પૂજ્ય પિતાજી ? શ્રવણ, કીર્તન, સ્મરણ, ચરણસેવન વગેરે જે ભક્તિના પ્રકાર છે. તેનું જો જ્ઞાન આપવામાં આવે તોજ તે ભણતર શ્રેષ્ઠ છે. આપણા ગુરુજી પાસેથી તો મને એમાંનું કશું જ્ઞાન મળ્યું નથી. માટે એ ગુરુ થવાને લાયક નથી. ગુરુ નિંદાના બોલ કોઇ પિતાને ગમ્યા નહિ. તેથી તુર્તજ **પ્રહલાદજીને** ખોળામાંથી ધરતી પર ફેંકી દીધા, અને તેને મારી નાખવા અમલદારોને ફરમાવ્યું. રાક્ષસી સ્વભાવવાળા એવા સ્વાર્થી અમલદારોએ તેને મારી નાંખવા ઘણુ ઇલાજો કર્યા. પર્વત શિખરેથી ગબડાવી મૂક્યો. ઝેર પાયું ભૂખ્યો રાખ્યો; હિમમાં

બેસાડી મૂકયો, પાણીમાં ડૂબાડયો છેવટે અગ્નિમાં નાખ્યો; પણ જેને "રાખનાર રામ તેને મારનાર કોણ?" * એ કહેવત પ્રમાણે પ્રહ્‌લાદજીને કાંઇ થયું નહિ. પ્રહ્‌લાદજીને જીવતા રહેલા જાણતાં નિર્દય પિતાને ભય ઉત્પન્ન થયો, કે રખેને એને લીધે કદાચ મારૂં મૃત્યુ થાય ?એવામાં ગુરૂપુત્ર શંડ અને અમર્કે ( શુક્રાચાર્યના પુત્ર ) ત્યાં આવીને કહ્યું કે જેને ત્રિલોકનો ભય નથી તેણે આવા પાપી પુત્રથી બીવાનું શું ?

હિરણ્ય-કશ્યપે પુત્રને વરૂણપાસથી બાંધી રાખવા અને ગૃહસ્થાશ્રમના ધર્મ શીખવવા ગુરૂપુત્રોને આજ્ઞા કરી. ગુરૂપુત્રોએ પ્રહલાદજીને ઘણોએ ઉપદેશ આપ્યો. પણ જેનું રામનામ× વિના કશામાં ધ્યાન નથી તેને અગ્નિની માફક ઉપદેશ શું કરવાનો હતો ? રામનામ જેના અંતઃકરણમાં છે તેને અગ્નિ પણ, બાળી શકયો ન હતો. પ્રહલાદજીએ એક ભક્ત મંડળી ( નાના બાળકોની ) સ્થાપી. તે સર્વેને રામનામનો મંત્ર શીખવ્યો. આ વાત જાણી ગુરુપુત્રો ગભરાયા અને તે સર્વ વાત રાજાને નિવેદન કરી, પ્રહલાદજીને હિરણ્યકશ્યપ આગળ લાવી ઉભા રાખ્યા.

હિરણ્યકશ્યપ બોલ્યાઃ—હે મંદબુદ્ધિવાળા, હે મૂઢ ! આજે તને યમપુરીમાં મોકલી દઉં છું. મારા વિના આ જગતનો બીજો ઈશ્વર છે, એમ જે તું કહે છે તે કયાં છે ?

---

* 'જેને રામ રાખનાર, તેને કોણ ચાખનાર'

× ભગવાનનું કોઈ પણ નામ લેતા હોવા જોઇએ, કારણ ત્યારે રામાવતાર થયો ન હતો.

પ્રહ્લાદજી—સર્વ ઠેકાણે છે.

હિ૦ ક૦—આ થાંભલામાં+ પણ છે ?

પ્ર૦—હાજી, આ રહ્યા, દેખાય છે.

હિ૦ ક૦—તું આવું આડું અવળું બોલ્યા કરે છે. માટે આજે આવી બન્યું સમજજે. ભલે તારો રામ કે વિષ્ણુ તારી આજ રક્ષા કરે. એમ કહી ક્રોધમાંને ક્રોધમાં તલવાર લઈ એકદમ ઉછળ્યો. અને થાંભલામાંથી ભયંકર અવાજ થયો એ અવાજ કોણે કર્યો ? એવો વિચાર રાજા મનમાં કરવા લાગ્યો તેવામાં તે **નૃસિંહ ભગવાન** સ્તંભ ફાડીને પ્રગટ થયા.

તુરતજ ભગવાનનું વિચિત્ર રૂપ જોઈ મારી નાખવાના વિચારથી હાથમાં ગદા લઈ ભગવાન પર ધસ્યો. ભગવાને તેને પોતાની સાથળ પર નાંખી નખવડે ચીરી મારી નાંખ્યો. સિંહનો અવાજ સાંભળતાં સર્વ પશુ, પક્ષીઓ બીકના માર્યાં નાશવા માંડે તેમ જેનું ધડ મનુષ્ય જેવું અને ડોકું સિંહ જેવું છે, એવા ભગવાનને જોઈ સર્વ માણસો ત્યાંથી નાશી ગયાં. પિતાજીની આવી સ્થિતિ જોઈ તેમજ પોતાને પ્રભુ પ્રસન્ન થએલા જાણી પ્રહ્લાદજી સ્તુતિ કરવા લાગ્યા. ભગવાને પ્રહ્લાદજીને વર માંગવા કહ્યું. ત્યારે કંઈ ન માગતાં માત્ર આપના **"ચરણ કમળનો આસ્વાદ લેતા રહેવાની મને અભિરૂચિ આપો"** એવું માગ્યું.

---

+ કેટલાક કહે છે કે લોહસ્તંભ ગરમ કરી તેની સાથે ભેટવાને પ્રહ્લાદજીને કહ્યું ત્યારે ગરમ કરેલા લોહ સ્તંભપર કીડીની હારો જતી જણાઈ હતી. બાદ નૃસિંહ ભગવાન સ્તંભમાંથી પ્રગટ થયા હતા.

નૃસિંહ ભ૦ બોલ્યા:—કે તું સિંહાસન પર બેસ અને ઉત્તમ પ્રકારે રાજ્ય કર. તારી ભકિત અચળ રહેશે એમ કહી ભગવાન ત્યાંથી અંતર્ધાન થયા. પ્રહલાદજીએ ભગવાનનું કહેવું માન્ય કરી. પિતાની મરણ ક્રિયા કર્યાં બાદ રાજ્ય ગાદી પર બેઠા, તેમણે રાજાના ધર્મ પ્રમાણે મર્ધશાસ્ત્રને અનુસરીને ઘણાં વરસ સુધી રાજ્ય કર્યું



# ૫. વામનરૂપે ભગવાન.

ભગવાનનો ૪ થો અવતાર થયા બાદ ઘણા વરસે પ્રહલાદજીના કુળમાં **બલિ** નામે મહાબળવાન રાજા થઇ ગયો. તેમને છળવાને ભગવાને બટુક બ્રાહ્મણનું રૂપ લીધું હતું. તેની વાત નીચે પ્રમાણે. **કશ્યપ** ( કાશ્યપ ) જીની સ્ત્રી અદીતિએ પોતાના પતિને પ્રસન્ન થએલો જાણી પુત્ર માટે યાચના કરી.

કશ્યપજી બોલ્યા:—હે સતી સ્ત્રી ! તમે જો ખરી શ્રદ્ધાથી *પયોવ્રત કરશો. તો ભગવાન તમારી મનવાંચ્છના પૂર્ણ કરશે, એમ કહી વ્રત કહી સંભળાવ્યું. પતિ સેવામાં હાજર રહી અદીતિએ એ વ્રત કર્યું. લાંબા સમયે **કશ્યપજીથી અદીતિને** દિવસ રહ્યા. નવ માસ પૂર્ણ થતાં બટુક બ્રહ્મચારીનો જન્મ થયો. વામનજી દિવસે દિવસે મોટા થયા તેમને ઉપવીત આપવામાં આવ્યું.

આ સમયે **બલિ** નામના રાજાની સર્વ ઠેકાણે આણ વર્તાતી હતી. તેમણે ઇંદ્રનું રાજ્ય મેળવવા માટે સો યજ્ઞ કરાવવાની તૈયારી કરી હતી. તેમાં આ સમયે ૯૯ યજ્ઞ પુરા થયા હતા, અને સોમો યજ્ઞ શરૂ થયો હતો.

ઇંદ્રનું પ્રિય કરવાને જેને મનુષ્યરૂપ ધરવું પડયું એવા **વામનજી**

---

* પયઃ દૂધ અને વ્રત એટલે નિયમ માત્ર દૂધ પીને નિયમ પાળવો ઉપવાસ કરવો તેને પયોવ્રત કહે છે. એ વ્રત ફાલ્ગુન વદીમાં ૧૨ દિવસ સુધી કરવું.

[ વધુ માટે જુઓ ભા૦ સ્કં૦ ૮ અ૦ ૧૬ ]

ભગવાન એક હાથમાં કમંડલ તથા બીજા હાથમાં દંડ લઇ સન્યાસીના વેશે નર્મદા કિનારે—ભરુચ આગળ જ્યાં બલિ રાજાની યજ્ઞશાળા હતી ત્યાં આવી પહોંચ્યા. યજ્ઞમાં આવતાં સર્વ બ્રાહ્મણોએ માન આપ્યુ અને નમસ્કાર કર્યાં. તેનું તેજ જોઇ સર્વ સભાજનો વાદવિવાદ કરવા લાગ્યા. બલિ રાજાએ આદર પૂર્વક માન દઇ આસન આપ્યું. પછી તેના પગ ધોઈ કહેવા લાગ્યા કે હે બટુક બ્રહ્મચારી ! તમારૂં આવું અદ્‌ભુત રૂપ જોઈ બહુજ આનંદ પામ્યો છું. તમારી જે ઇચ્છા હોય તે મારી પાસેથી માગી લ્યો.

વામનજી:—હે રાજા ! તમાર કુળમાં "નહિ આપું" એવો કોઇ નમાલો પુરુષ થયો નથી, ને થશે પણ નહિ. તમારા કુળમાં જો કોઈ દાન માગે કે યુદ્ધ માગે, તો પણ ના કહેનારો કોઈપણ રાજા થયો નથી.

તમારા કુળમાં ગદાધારી હિરણ્યાક્ષે જ્યાં ત્યાં ફરી ઓછો દિગ્‌વિજય કર્યો હુતો ? તેને કોઇ હરાવી શકયું નહિ ત્યારે વિષ્ણુ ભગવાને તેને માંડમાંડ હરાવી માર્યો હતો પણ તેથી તેનો મોક્ષ થયો હતો. વળી હિરણ્યકશ્યપે ત્રિશૂળ વડે શું ઓછો ત્રાસ વર્તાવ્યો હતો ? એતો વિષ્ણુ ભગવાનને મારવા વૈકુંઠપુરી સુધી દોડી ગયો હતો. વળી ભક્ત પ્રહલાદજીને તો ભગવાન પ્રસન્ન થયા હતા. એવા પ્રસિદ્ધ કુળમાં થએલા હે રાજા ! તમારી પાસે માત્ર મારાં ત્રણ પગલાં જેટલી પૃથ્વી માગું છું.

**બલિરાજા**—હું આખા દ્વીપને આપી દઉં એવો છું. તેની પાસે તમે માત્ર ત્રણ પગલાં જમીન માગી આથી તમે સમજણ વિનાના દેખાઓ છો. હે બટુક બ્રાહ્મણ ! હું ફરીથી કહું છું કે તમારી

આજીવિકા સારી રીતે ચાલે એવું કંઇ માંગી લ્યો. જેણે દેવોને હરાવ્યા છે, જેણે ૯૯ યજ્ઞ પુરા કરી સોમો યજ્ઞ શરૂ કર્યો છે, એવા અહંકારથી છલકાતા બલિરાજાએ વધુ માગવાને બ્રહ્મચારીને ઘણો આગ્રહ કર્યો. છતાં જેને **ત્રણ પગલાં** જમીનથીજ પોતાનું કાર્ય સિદ્ધ થતું હોય તો તે વધુ શા માટે માગે ? ખરો સાધુ મુઠ્ઠી અન્નથી વધુ માગશે ખરો ? અસલના બ્રાહ્મણો ક્યાં ભીખ માગવા જતા હતા ? તેમની પાસેજ સર્વ જનો વિદ્યાની ભિક્ષા માગવાને આવતા જતા. ભગવાને કશું માગ્યું નહિ.

દૈત્યગુરુ **શુક્રાચાર્યે** આ વાત જાણતા હોવાથી તેમ કરતાં રાજાને બહુ વાર્યો. છતાં જે દુ:ખથી બીતો નથી, જેને સત્ય અને આબરૂ ઘણા પ્રિય છે એવા બલિએ બોલ્યું પાળવા ગુરુઆજ્ઞા માની નહિ. આથી ગુરુએ તેને શાપ દીધો કે મૂર્ખ છતાં પોતાને ડાહ્યો માનનાર તું અમારી આજ્ઞા માનતો નથી તેથી થોડી વારમાં લક્ષ્મીથી ભ્રષ્ટ થઇશ. શાપ દેવા છતાં પણ સત્યે ચાલનારા **બલિરાજાએ** દાન દેવા પૂજાસામગ્રી લાવવા રાણીને કહ્યું. રાણી **વિંધ્યાવલીએ** પૂજાસામગ્રી તથા પાણીની સોનાની ઝારી લાવી આપ્યાં. રાજાએ બટુકની પૂજા કરી સંકલ્પ માટે ઝારીમાંથી પાણી લેવા માંડયું. છતાં પાણી ન નીકળવાથી[1] ભગવાને કપટ જાણી લઈ તેમાં દર્ભની સળી ઘોંચી. આથી શુક્રાચાર્ય એક આંખે આંધળા થયા. પાણી નીકળતાં **બલિરાજાએ** સંકલ્પ કર્યો અને **ત્રણ પગલાં** જમીન દાન કરી. સંકલ્પ થઇ રહેતાં ભગવાને પોતાનું રૂપ વધારવા માંડયું. વિરાટરૂપ ધારણ કરેલા ભગવાને એક પગલાંથી બલિરાજાની પૃથ્વી (રાજ્યની)

---

૧ સંકલ્પ ન થવા દેવા શુક્રાચાર્ય નાળચામાં સૂક્ષ્મ રૂપે ભરાયા હતા.

ભરી લીધી. બીજા પગલાંથી સ્વર્ગલોક ભરી લીધો. હવે બાકી રહેલું ત્રીજું પગલું રાજા પાસે માગ્યું " **એ જો ન આપશો તો તારો નર્કમાં વાસ થશે** " આવું ભગવાનનું બોલવું સાંભળી વિસ્મય પામેલા અને વરુણપાસથી બંધાએલા બલિરાજાએ સર્વ વસ્તુ કરતાં પોતાના મસ્તકની કિંમત અધિક છે એમ કહી ત્રીજું પગલું પોતાના માથા ઉપર મૂકવા કહ્યું. એવામાં ત્યાં **પ્રહલાદજી** આવ્યા, અને બોલ્યા કે હે પ્રભુ ! તમે **બલિને** મળતું ઇંદ્રપદ લઇ લીધું એ ઘણુંજ સારૂં કર્યું છે: કારણ આ લક્ષ્મીના મોહમાંથી મારા પૌત્રને છોડાવ્યો. એથી એ પોતાના ખરા સ્વરૂપને જાણી શકશે.

પોતાનું વચન પાળ્યા છતાં પોતાના પતિને બંધાએલા જોઇ રાણી **વિંધાવલીએ** બંધનમુક્ત કરવા ભગવાનની સ્તુસ્તિ કરી.

**ભગવાન**—હું વખત આવે ભક્તનો દાસ બની જાઉંછું. તેમની મનઃકામના પૂર્ણ કરરૂંછું. હું તથા મારા ભક્ત સાથે જે શત્રુભાવે વર્તે છે, તેનો હું નાશ કરીને પણ અનુગ્રહ કરૂંછું. **બલિની** મેં બહુએ કસોટી કરી છે. છતાં એણે પોતાનુ વચન તોડ્યું નથી. માટે એ મારી માયાને જીતી ચુક્યો છે. દેવોને પણ ન મળે એવું **વિશ્વકર્માએ** બનાવી આપેલું **સુતલપાતાળમાં** એ રહેશે, ત્યાં હું એનું પાલન કરીશ, અને એનો દ્વારપાળ થઇને રહીશ, એટલે એને હમેશાં મારાં દર્શન મળશે.

ભગવાનની આજ્ઞાથી બલિરાજા પોતાના દાદા પ્રહલાદજી તથા સ્વકુટુંબ સહિત સુતલપાતાળમાં જઇને રહ્યા. ભગવાન અંતર્ધાન થયા. ઇંદ્રને રાજ્ય પાછું મળવાથી ત્રિલોકમાં જયજયકાર થઇ રહ્યો.

# ૬ ભગવાનશ્રી પરશુરામ.

પૂર્વે **પુરૂરવા** નામનો રાજા થઈ ગયો. તેમની ઘણી પેઢી વીત્યે ગાધિ નામનો પ્રખ્યાત રાજા થયો તેમને **સત્યવતી** નામની કુંવરી હતી. તેનું **ઋચીકે** માગું કર્યું. રાજાને અયોગ્ય વર માંગેલો લાગવાથી કહ્યું કે "ચંદ્રમા જેવા શ્વેત અને એક તરફનો કાન કાળો હોય એવા હજાર ઘોડા લાવી આપો તો તમે બ્રાહ્મણને મારી કન્યા આપું" આથી ઋચીક ઋષિએ **વરૂણદેવની** સ્તુતિ કરી અને તેમને પ્રસન્ન કર્યા **વરૂણદેવે** પ્રસન્ન થઇ એવા હજાર ઘોડા ઈંદ્ર પાસેથી લાવી આપ્યા. આથી ક્ષત્રિય રાજાને પોતાની દીકરી બ્રાહ્મણને આપવી પડી. લાંબે સમયે ઋચીક ઋષિને ત્યાં **જમદગ્નિ** નામે પુત્ર થયો. સત્યવતીના હર્ષનો પાર રહ્યો નહિ. જમદગ્નિ મોટા થતાં ઉપનયન સંસ્કાર કીધા. પછી તેનો અભ્યાસ પૂર્ણ થતાં ૨૫ વર્ષની વયે રેણુકા નામની સ્ત્રી સાથે તેના લગ્ન કર્યાં. રણુકાને ઘણા પુત્રો થયા. તેમાં મોટા **વસુમાન** અને સૌથી નાના **પરશુરામ** હતા. **પરશુરામે** યુદ્ધકળાનો સારી રીતે અભ્યાસ કર્યો. તેને સર્વ હથિયારમાં ફરસી બહુ વહાલી હતી. તેને હમેશાં તે સાથે રાખતા. આ સમયે ઘણાં રાજ્યો હતાં. બધા રાજાઓ મરજી પ્રમાણે ચાલતા હતા. કેટલાક અહંકારી બની ગયા હતા. બ્રાહ્મણોને બરાબર માન આપતા નહિ. દરેક વર્ણ સ્વતંત્ર થવા માગતી. સર્વ રાજાઓમાં **અર્જુન** નામનો રાજા મહાબળવાન થઈ પડયો હતો. તેણે દત્તાત્રય ભગવાનની દઢ પ્રેમથી આરાધના કરી હતી. તેમની ભક્તિથી પ્રસન્ન થઇ દત્તાત્રયે તેમને હજાર હાથ તથા જ્યાં જવા ઈચ્છા હોય ત્યાં જઇ શકાય તેવો સોનાનો દિવ્ય રથ (વિમાન જેવો) આપ્યો હતો.

સહસ્ર હાથ મળવાથી તે સહસ્રાર્જુન કહેવાયો. એક વખત તે મૃગયા રમવા સારૂ વનમાં ફરતાં ફરતાં **જમદગ્નિ** ઋષિના આશ્રમમાં આવી પહોંચ્યો. **કામધેનુના** પ્રભાવે ઋષિજીએ રાજા તથા તેમના સર્વ માણસોનો સારી રીતે આદરસત્કાર કર્યો. આવી સુંદર મહેમાનગીરી ઝુંપડીમાં રહેનાર બ્રાહ્મણે શી રીતે કરી એવો વિચાર સહસ્રાર્જુન કરવા લાગ્યો. છેવટે તેમને માલમ પડતાં ઋષિજી પાસેથી કામધેનુની માગણી કરી. કામધેનુ એ ઋષિજીની દોલત કહો વા સર્વસ્વ કહો. તેથી તે આપવા તેમણે ના કહી. જમદગ્નિએ ના કહેવા છતાં રાજા તેને જોર જુલમથી લઇ ગયો. આ બનાવથી **પરશુરામને** બહુજ ખોટું લાગ્યું. તેણે અર્જુનની પૂઠ પકડી અને તેને હરાવી તેનો તથા તેના સૈન્યનો નાશ કરી, ગાયને છોડાવી લાવી પિતાને સોંપી. બ્રાહ્મણને ન છાજે એવાં નિર્દય કાર્યથી જમદગ્નિ ઋષિએ પરશુરામને ઠપકો આપ્યો; કારણ કે તે તે સમયમાં સર્વોપરિ રાજા હતો. તેનાથી ઘણા જીવોનું રક્ષણ થતું હતું. વળી તે એટલો બળવાન હતો કે તેણે એક વખત રાવણને તેની સ્ત્રીઓ સાથે પોતાની નગરીમાં કેદ કરી રાખ્યો હતો.

એક વખત જમદગ્નિની સ્ત્રી **રેણુકા** ગંગાજીમાં જલ ભરવા ગયાં હતાં ત્યાં ગંધર્વનો રાજા **ચિત્રરથ** અપ્સરાઓ સાથે જળક્રીડા કરતો હતો. તેમને જોવામાં તેને જળ ભરી આવતાં મોડું થયું. તેથી જમદગ્નિના હોમનો સમય વીતી ગયો. આવા પ્રકારથી મનમાં પાપ બુદ્ધિ ઉત્પન્ન થએલી જાણી ઋષિજીએ ક્રોધના આવેશમાં તેમને મારી નાંખવા પુત્રોને હુકમ કર્યો. પોતાની માતા જાણી કોઈ પુત્રે પિતાની આજ્ઞા અમલમાં ન મૂકી. પરંતુ જ્ઞાનવાન અને ધર્મજ્ઞ

પરશુરામે માતાને મારી નાંખી તેમજ પિતાની આજ્ઞા ન માનનારા બીજા ભાઇઓની પણ તેવીજ દશા કરી. આ કામથી પિતાજીએ ખૂશ થઈ પુત્રને વચન માંગવા કહ્યું. એ વચનથી પોતાની માતા તથા ભાઇઓને સજીવન કરાવ્યા.

પિતાનું વેર વાળવા સહસ્રાર્જુનના પુત્રો લાગ જોયા કરતા હતા. તેઓએ એક વખત લાગ જોઈ રેણુકા દેખતાં જમદગ્નિ ઋષિનું ડોકું કાપી લઈ ગયા. આ સમયે તેના પૂત્રો વનમાં ગયા હતા. માતાનો ભારે કલ્પાંત સાંભળી પરશુરામ ત્યાં આવી પહોંચ્યા પોતાના પિતાને મારી નાખેલા જોઈ ક્રોધમાં ને ક્રોધમાં નિઃક્ષત્રિય ભૂમિ કરવાનો નિશ્ચય કર્યો. આથી જયાં ત્યાં લડાઈની તૈયારી થવા લાગી. પરશુરામે સહસ્રાર્જુનના સર્વ પુત્રોનો તથા તેમના પક્ષના સર્વ રાજાઓનો ફરસી વડે નાશ કર્યો. બ્રાહ્મણ કોપે ત્યાં શું બાકી રહે ? એમ કહેવાય છે કે પોતાની માતાએ જમદગ્નિને જીવતા કરવાને ૨૧ વાર કલ્પાંત કરી કહેવાથી પરશુરામે ૨૧ વખત સર્વ સ્થળે ફરી ઘણા રાજાઓને હરાવ્યા અને માર્યા.

પોતાના પિતાનું ડોકું સહસ્રાર્જુનના પુત્રો પાસેથી લાવી તેના ધડ સાથે બેસાડી યોગબળવડે પુનઃ સજીવન કર્યા. પરશુરામ ત્યાંથી માતા–પિતાની આજ્ઞા લઇ વનમાં તપ કરવા જવાને નીકળ્યા. ત્યાં રસ્તામાં ભગવાન શ્રી રામચંદ્રથી હારી મહેન્દ્રાચલમાં જઈ ઘણાં વરસ સુધી તપ કરી સમાધિષ્ઠ થયા. એકલા પરશુરામ સર્વ રાજાને શી રીતે હરાવી શકયા ? માત્ર બ્રહ્મચર્ય વડેજ. પાછળથી તે અવતારી પુરૂષ ગણાયા.



# ૭ ભગવાનશ્રી રામચંદ્રજી.



પૂર્વે અયોધ્યામાં સૂર્યવંશ સ્થાપનાર **ઈક્ષ્વાકુ** નામના રાજા થઇ ગયા. ઈક્ષ્વાકુ પછી દસમી પેઢીએ **હરિશ્ચંદ્ર** નામે સત્યવાદી રાજા થયા. એવા કુળદીપક શિરોમણી રાજાના વંશમાં કેટલીક પેઢીએ **દશરથ** નામે રાજા થયા તેમને મુખ્ય ત્રણ રાણીઓ હતી. તેમાં પટરાણી **કૌશલ્યાને** પેટ **શ્રીરામ, સુમિત્રાને** પેટ **લક્ષ્મણ** અને **શત્રુઘ્ન** તથા **નાની કૈકેયીને** પેટ ભ્રાતૃભક્તિવાળા **ભરતજીનો** જન્મ થયો. એક વખતે વિશ્વામિત્ર ઋષિએ દૈત્યોથી યજ્ઞનું રક્ષણ કરવા માટે દશરથ રાજા પાસે જઇ રામ તથા લક્ષ્મણને માગ્યા. ના છુટકે દશરથ રાજાએ બન્ને પુત્રોને ઋષિજીને સોંપ્યા.

વિશ્વામિત્ર પ્રથમ ક્ષત્રિય રાજા હતા. જેણે પાછળથી ભારે તપ કરી બ્રાહ્મણપદ મેળવ્યું હતું. તે યુદ્ધકળા સારી રીતે જાણતા હતા તેથી ઉત્તમ યુદ્ધકળા તેમણે બન્ને રાજપુત્રોને શીખવી, અને તેમની પાસે પોતાના યજ્ઞનું રક્ષણ કરાવ્યું. એ સમયે અયોધ્યાની પૂર્વે વિદેહનું રાજ્ય આવેલું હતું. ત્યાંના રાજા જનકને એકની એક રૂપવાન અને ગુણવાન કુંવરી હતી. તે સીતાજી કે જાનકીજી નામે ઓળખાતી હતી. તે મોટી થતાં તેમના પિતા જનક રાજાએ સ્વયંવર રચી તેમાં **શિવજી**નું આપેલું ધનુષ મૂક્યું હતું. તે જે તોડે તેને સીતાજી વરે એવી સરત હતી. ત્યાં ઘણા રાજા, મહારાજા, રાણાઓ અને ઋષિઓ આવ્યા હતા. તે સ્વયંવર જોવા વિશ્વામિત્રને પણ આમંત્રણ આવવાથી તે બન્ને રાજપુત્રોને લઇ જનકપુર આવ્યા. આ સમયે લંકામાં મહાબળવાન રાક્ષસ રાજા રાવણ રાજ્ય કરતો હતો. તે પણ ત્યાં આવ્યો હતો. જ્યારે રાવણ આદિ ઘણા રાજાઓથી એ ધનુષ ન તૂટયું; ત્યારે ગુરુ આજ્ઞાથી તે ધનુષ રામે તોડયું. આથી સીતાજીએ રામને વરમાળા પહેરાવી. પછીથી સીતાજીના રામ સાથે ધામધુમથી લગ્ન થયાં. એને થોડા વર્ષ વીત્યા બાદ દશરથ રાજાએ પાટવી પુત્ર રામને રાજ્યગાદી આપવાનો નિશ્ચય કર્યો. એ વાત કૈકેયીને રુચી નહિ. અને દશરથ રાજાએ આપેલું વરદાન × માગ્યું. તેમાં એવું માગ્યું કે **"રામને ૧૪ વરસ વનવાસ મોકલો અને ભરતને રાજ્યગાદી આપો."** પિતાના વચન ખાતર રામચંદ્રજી વનમાં જવા તૈયાર થયા. પતિના દુઃખે દુઃખી અને સુખે સુખી

---

× રાક્ષસ સાથેની લડાઇ વેળા કૈકેયીએ રથની ખીલી નીકળી જતા પોતાની આંગળીની દરકાર ન રાખતાં તે ખીલીની જગાએ ઘાલી હતી.

એવું માનનારાં સીતાજી પણ સાથે જવાને તૈયાર થયાં. મોટાભાઈની સેવા કરવાના ઇરાદાથી લક્ષ્મણજી પણ સાથે જવાને તૈયાર થયા. ત્રણે સાધુ પોશાક પહેરી વનમાં ગયાં, આથી દશરથ રાજાને ઘણું દુ:ખ પ્રાપ્ત થયું, અને આખરે તેમણે પુત્ર શોકમાં પ્રાણ તજ્યો.+

આ વખતે **ભરતજી** મોસાળમાં હતા ત્યાંથી તેને રાજ્યગાદી પર બેસાડવાને તેડાવ્યા. પરંતુ સદ્‌ગુણી ભાઈ **ભરતે** તે ન સ્વીકારતાં ઉલટો પોતાની માતાને બહુ ઠપકો આપ્યો. **ભરતજી રામચંદ્રજીને** પાછા તેડી લાવવાને ગયા પણ બોલ્યું વચન પાળવુંજ એવો આગ્રહ જોઇ ભરતજી પાછા આવ્યા. અને મોટાભાઇના કહેવા પ્રમાણે તે આવે ત્યાં સુધી તેમની પાદુકા પૂજી રાજ્ય ચલાવવા સ્વીકાર્યું.

**રામ, લક્ષ્મણ અને સીતાજી** વનમાં ફરતાં ફરતાં કુદરતને નીહાળતાં, અસહ્ય દુ:ખો વેઠતાં ગોદાવરી નદીને તીરે હાલના નાશિક આગળ આવી પહોંચ્યાં. ત્યાં આગળ તેઓ પર્ણકુટી ✱ બાંધી રહ્યાં. જંગલમાંથી કંદમૂળ, ફલાદિ લાવી તે વડે તેઓ ગુજરાન ચલાવતાં. કેટલાંક વરસ વીત્યા બાદ સીતાજીના રૂપથી મોહિત થઇ

---

+ એક વખત દશરથ રાજા શિકાર કરવા ગયા હતા ત્યારે શ્રવણ નામના બ્રાહ્મણ પુત્રને ( અંધ માબાપના પુત્રને ) દશરથ રાજાએ છોડેલું બાણ ઓચીંતું લાગ્યુ એ વખતે શ્રવણ પાણી લેવા ગયો હતો અથી એના માબાપે પાણી વિના અને પુત્ર ન આવવાના કારણે દેહ તજ્યો. તેણે મરતાં મરતા શાપ આપ્યો અમારી પેઠે મારા પુત્રને મારનારનો જીવ જશે

✱ પર્ણ=પાંદડું+કુટી=ઝુંપડી. પાંદડાથી છાએલી ઝુંપડી હાલમાં તે જગા પંચવટીમાં આવેલી સીતાગુફા આગળની બતાવવામાં આવે છે.

રાવણ રાજાએ તેમનું હરણ કર્યું. સીતાજીના આગ્રહથી કનકમૃગની[1] પાછળ પડેલા રામલક્ષ્મણ મૃગને મારી ઝુંપડીમાં આવી જુએ છે તો સીતાજી જણાયાં નહિ. એ પરથી કંઇ કપટ છે એવું તેમને લાગ્યું. તેઓ સીતાજીની શોધ માટે દક્ષિણ દિશા તરફ ચાલ્યા. રસ્તામાં જટાયુ પક્ષી મળ્યો. [2]

તેમણે સીતાજીને રાવણ રાજા લઈ ગયો એવા સમાચાર આપ્યા. ત્યાંથી બન્ને ભાઇઓ થોડેક દૂર ગયા પછી વિસામો લેવાને બેઠા. રામચંદ્રજી ત્યાં એકલા ફરતા હતા. તેને જોઈ આકાશ માર્ગે જતાં શંકર પાર્વતી નીચે પ્રમાણે બોલવા લાગ્યાં:—

**શંકર**—જુઓ પેલા જગતના ઈશ્વિર પોતાની પત્નીના વિરહે આમ તેમ ફર્યા કરે છે.

**પાર્વતીજી** બોલ્યાં:—એને આપે ઇશ્વર શા પરથી કહ્યા? એતો મનુષ્ય જેવા લાગે છે.

**શંકર**—હા. તે મનુષ્ય જેવા લાગે છે ખરા પરંતુ તે જગકર્તા પોતેજ રામચંદ્રરૂપે જગતમાં લીલા કરી રહ્યા છે. જો તમારે પરીક્ષા કરવી હોય તો આપણે ત્યાં જઇએ.

શંકરપાર્વતી જ્યાં રામચંદ્રજી ફરતા હતા ત્યાં આવી પહોંચ્યાં. પછી શંકર ભગવાનના કહ્યા પ્રમાણે પાર્વતીજીએ સીતાજીનું રૂપ લઇ જ્યાં રામચંદ્રજી ફરતા હતા ત્યાંથી થોડેક દૂર જઇને બેઠાં.

---

૧ રાવણના કહેવાથી એના મામા મારીચે મૃગનું રૂપ લીધું હતુ

૨ સીતાજીને છોડાવતાં જટાયુ ઘાયલ થયો હતો તે રામલક્ષ્મણ આવતાં સુધી જીવતો રહ્યો હતો. તેમના પ્રાણ જતાં રામે અગ્નિદાહ કર્યો હતો.

આ વાત રામચંદ્રજી જ્ઞાને કરી સમજી ગયા, ને પૂછ્યું કે હે પાર્વતીજી! તમે એકલાં અહીં ક્યાંથી? શંકર ભગવાન ક્યાં છે? એવું સાંભળીને પાર્વતીજી ઝંખવાણાં પડી ગયાં. પછી પાર્વતીજી જ્યાં શંકર ભગવાન બેઠા હતા ત્યાં ચાલ્યાં ગયાં.

ત્યાંથી બન્ને ભાઇઓ કિષ્કિંધા નામે નગરમાં આવી પહોંચ્યા ત્યાં સુગ્રીવની મદદથી **રામચંદ્રજીએ** ઘણા વાનરોને સીતાજીની શોધ માટે મોકલ્યા. **હનુમાનજીએ** શોધ કરી સર્વ હકીકત રામજીને કહી. આથી **રામચંદ્રજી** વાનર* સૈન્ય સાથે સેતબિંદુ **રામેશ્વર** આગળ આવી પહોંચ્યા.

ત્યાં આગળ રામચંદ્રજીએ સેતબિંદુ રામેશ્વરની (શંકરની મૂર્તિની) સ્થાપના કરી. પછી ભગવાને સમુદ્રની કૃપાથી પાણી પર પાજ બાંધી તે પરથી સર્વ સૈન્યસહિત લંકામાં પ્રવેશ કર્યો.

રામે અંગદને વિષ્ટિ કરવાને–સૂચવવાને મોકલ્યો. જાણ થતાં રાવણે પણ સર્વ સૈન્ય એકઠું કર્યું.

રાવણની સ્ત્રી મંદોદરી તથા તેના ભાઇ **વિભીષણે** સીતાજીને પાછાં સોંપવાને રાવણને બહુ સમજાવ્યો. પરંતુ ગર્વથી છકેલા રાવણે તેઓનું કહ્યું માન્યું નહિ. આથી વિભીષણ રામજીને આવીને મળ્યો. રામ—રાવણ વચ્ચે ભારે યુદ્ધ થયું. તેમાં રાવણ, તેનો પુત્ર ઇંદ્રજીત, તેનો ભાઇ કુંભકર્ણ અનેક સૈન્યદળ સાથે મરાયા. રામે લંકાની ગાદી વિભીષણને આપી.

---

* વાનર=મનુષ્યની એક જાત હતી.

રામ સીતા લક્ષ્મણ વગેરે સાથે પુષ્પક—વિમાનમાં × બેસી ૧૪ વરસ પુરાં થવાથી અયોધ્યા આવ્યા.

રામચંદ્રજીના આવવાથી અયોધ્યામાં સર્વ ઠેકાણે આનંદ આનંદ વ્યાપી રહ્યો. રામનો રાજ્યાભિષેક થયો. ભરતજીએ રાજ્યની લગામ મોટાભાઇને સોંપી. રામચંદ્રજીએ સારી રીતે રાજ્ય ચલાવવાથી આજે પણ **"રામરાજ્ય"** ને ભાવિક જનો યાદ કરે છે.

રામ કેવા ન્યાયી હતા તેનો એક દાખલો આપવો અત્રે બસ થશે. એક વખત રામચંદ્રજી રાત્રે નગરચર્ચા જોવાને નીકળ્યા. એવામાં એક ધોબીનું ઘર આવ્યું. હું કાંઇ રામ જેવો નથી એવા શબ્દો રામને કાને પડયા. રામ ઉભા રહી સાંભળવા લાગ્યા. ધોબીએ મહેણું મારી પોતાની સ્ત્રીને સંભળાવ્યું કે સીતાજી રાવણને ત્યાં રહ્યાં છતાં રામે રાખી તેવો મને સમજતી નહિ. આથી રામે સીતાજીને સગર્ભા છતાં લક્ષ્મણજી સાથે વનમાં મોકલી આપ્યાં. વનમાં સીતાજી **વાલ્મિક** ઋષિના આશ્રમમાં રહ્યાં. ત્યાં તેમને બે પુત્રો સાંપડયા. ઋષિજીએ તેના નામ **લવ** અને **કુશ** પાડયાં. વાલ્મિક ઋષિએ રામાવતાર પહેલાંજ રામાયણ બનાવ્યું હતું. તે તેમને શીખવ્યું. તથા ક્ષત્રિય ને છાજે એવી યુદ્ધકળા શીખવી. આ વખતે રામચંદ્રજીએ અશ્વમેધ યજ્ઞ કરવા સારૂ અશ્વને (ઘોડાને) છુટો મૂક્યો. તે ઘોડો સર્વ ઠેકાણેથી વિજય મેળવતો વાલ્મિક આશ્રમ આગળ આવી પહોંચ્યો. ત્યાં તેને

---

× હાલનાં બલુનો વિમાનો જેવાં નહિ હોય પણ આકાશમાં ઉડનારાં અને ગમે તે સ્થળે લઇ જનારા એ વિમાન હતાં. એટલે વિમાનની શોધ પહેલાંથીજ થએલી હતી



રામ, સીતા. લક્ષ્મણ

4 3997 Lakshmi Art, Bombay, 8



રાવણ અને મારીચ

લવકુશે બાંધ્યો. લક્ષ્મણજીના પુત્ર ચંદ્રકેતુ ઘોડો છોડાવવાને આવ્યા. તેને બન્ને ભાઈઓએ હરાવ્યો. તેથી રામચંદ્રજીએ જાતે આવી ઘોડો છોડાવ્યો.

ત્યાં વાલ્મિક ઋષિએ પરસ્પર ઓળખાણુ કરાવી. અહીંથી રામચંદ્રજી સર્વને લઇ અયોધ્યે આવ્યા. અશ્વમેધ યજ્ઞ પૂરો કર્યો. રામચંદ્રજીએ ઘણા વરસ સુધી રાજ્ય કર્યું તેના પછી તેમના પુત્રો ગાદીએ બેઠા.

રામજીના ઘેરે ઘેર ગુણકિર્તન થાય છે-થશે; કારણ તે સત્યપ્રિય રાજા સર્વને વહાલા હતા. એના જેવા ધાર્મિક રાજા આજસુધીમાં થયા નથી. થયા હશે તો તેમાં કોઇ પણ દોષ હશેજ. રામના હાથે અહલ્યાનો ઉદ્ધાર થયો હતો. શબરીએ ચાખીને રાખેલાં એઠાં બોર રામે ખાધાં હતાં, હનુમાનજી સેવક થઇ રહ્યા હતા.



# ૮. શ્રી કૃષ્ણ ભગવાન.



બીજા અવતારો કરતાં આ અવતાર જાદુઈ છે. કોઇથી ન થઇ શકે એવી લીલા જોઇ અજાયબ થશો નહિ. આ અવતાર સંપૂર્ણ છે. પુર્વે **વસુદેવ** નામે રાજા થઇ ગયા. તેમનું રાજ્ય તેના સાળા **કંશે** છીનવી લીધું અને બેન-બનેવીને કારાગ્રહમાં પૂર્યાં. દેવકીજીને કારાગ્રહમાં ૮ પુત્રો થયા. ભાણેજને હાથે પોતાનું મૃત્યુ થશે એવી હકીકત નારદજીએ કંશને કહી. આથી કંશે ૭ પુત્રોને મરાવી નાખ્યા. ૭ મા તથા આઠમા ગર્ભથી બળદેવ તથા શ્રી કૃષ્ણનો જન્મ થયો. **બળરામ** ભગવાનની માયાથી રોહિણીને ત્યાં ઉછર્યા **શ્રીકૃષ્ણને** યશોદાજીએ ઉછેરી મોટા કર્યા. શ્રીકૃષ્ણનો જન્મ કારાગ્રહમાંજ થયો હતો. પણ ભગવાનના કહેવા મુજબ શ્રીકૃષ્ણને જશોદાજીને ત્યાં મૂકી તેની જગાએ માયા-વીજળી રૂપે ત્યાં રહેલી બાળકીને આણી હતી. તેનો **કંશે** નાશ કરાવ્યો હુતો. શ્રીકૃષ્ણ ક્યાં છે તે પાછળથી કંશે જાણ્યું હતું.

૯૯ અધ્યાયના દશમ સ્કંધને ટુંકાણમાં લખવો એ મહાન પુરૂષોનું

કામ છે. છતાં અત્રે મારી બુદ્ધિ પ્રમાણે ટુંકમાં વર્ણવું છું. ભૂલ જણાએ લખી જણાવવા યાચના કરૂં છું.

૧--કંસે મોકલેલી કૃષ્ણને મારી નાખવા આવેલી પુતના માસીએ ભગવાનને ઝેરવાળા થાનથી ધવરાવતાં ભગવાને થાનમાંથી તેના શરીરનું રૂધીર પાન કરી મારી નાંખી. ભગવાનને હાથે મરવાથી પુતના મોક્ષ ગતિને પામી.*

૨—ત્રણ માસના થએલા કૃષ્ણજી પયપાન માટે રડતા હતા. તેવામાં તેણે પાસે પડેલા ગાડાંને ગબડાવી મૂક્યું. આ વાત મોટા માણસોએ માની નહિ. શી રીતે માને? પરંતુ નાના બાળકોને પૂછતાં કૃષ્ણે પાડી નાખ્યું એમ કહ્યું.

૩—કંસે મોકલેલો તૃણાવર્ત નામનો દૈત્ય ભગવાનને મારી નાંખવા માટે આકાશમાં ઉપાડી ગયો. તેને ભગવાને આકાશમાંથી પછાડી નાખ્યો, અને સાથે પોતે પડતાં પોતાને કંઈ ઇજા થએલી જણાઇ નહિ.

૪—યશોદાજી જ્યારે ભગવાનનને દામણાંથી બાંધતાં ત્યારે દામણાં ટુંકા થઇ જતાં પણ છેવટે બંધાતા.

૫—એક દિવસે કેટલાંક બાળકોએ યશોદાજી પાસે આવી રાવ ખાધી કે કૃષ્ણે માટી ખાધી છે કૃષ્ણને માતાજીએ પૂછતાં ના કહી ને કહ્યું કે બધાં ખોટું બોલે છે. યશોદાજીએ મોં ખોલી જોયું. તો માટીને બદલે વિચિત્રજ જણાયું! આખું જગત જણાયું.

---

* કેટલાકનુ કહેવું એવું છે કે ભગવાને સ્તનપાન કરી શરીરમાનુ બધું તત્વ ચૂસી લેવાથી પુતના મરણ પામી હતી.

૬—દામણાંથી બાંધેલા શ્રીકૃષ્ણને એક ખાંડણીયાં સાથે બાંધ્યા હતા. તે દોડતા દોડતા બે આંજણીઆંવૃક્ષો સાથે અથડાયા ભગવાને જોર કરી તે ઝાડોને પાડી નાખ્યાં. એ વૃક્ષો પૂર્વ જન્મમાં **નળકુબર** અને **મણિગ્રીવ** નામના બે ભાઇઓ કુબેરજીના પુત્ર હતા.

તેઓ **નારદજીના** શાપથી વૃદ્ધ થઇ ગયા હતા. આ પરથી એમ માલમ પડે છે કે મનુષ્યને કર્મ પ્રમાણે દેહ મળે છે. ઝાડ પણ જીવવાળું છે. સર જગદીશચંદ્ર બોઝે વૃક્ષો અરસપરસ વાતો કરે છે અને તેઓ આપણી માફક ઘણી ખરી ક્રિયામાં મળતાં આવે છે એવું પ્રયોગથી સિદ્ધ કરી બતાવ્યું છે. વળી તેની ફ્લોત્પત્તિ ક્રિયા પણ માનવોને મળતી છે. હિન્દુ લોકો વૃક્ષની પૂજા કરે છે તેનો હેતુ પણ એવોજ માલમ પડે છે. પછીથી બન્ને પક્ષો પોતાના સ્થાનકે ચાલ્યા ગયા.

૭ વાછરડાનું રૂપ લઇ આવેલા **વત્સાસુરને** કોઠાંના ઝાડ સાથે બાંધી મારી નાંખ્યો.

૮—બગલાના રૂપથી આવેલા **બકાસુરની** (બગાસુર) ચાંચના બે ભાગો પકડી શ્રીકૃષ્ણે ચીરી નાખ્યો.

૯—શ્રીકૃષ્ણ બળરામ સર્વે ગોવાળીઆઓ સાથે વનમાં વાછરડાં, ગાયો વગેરે ચરાવતા હતા. ત્યાં **અઘાસુર** નામનો દૈત્ય અજગરનું રૂપ લઈ હેરાન કરવાને આવ્યો. કેટલાંક વાછરડાંને ગળવા લાગ્યો. ભગવાન તેમજ સર્વ ગોવાળ સૂતા હતા ત્યાં ભગવાનને પણ

ગળી ગયો. ભગવાન પેટ ચીરી બહાર નીકળ્યા ને સર્વ મરેલાંને જીવતાં કર્યાં.

ઉપર પ્રમાણેના મહાન કાર્યો ભગવાને કુમારાવસ્થામાં [1] કર્યાં.

૧૦—એક વખત બ્રહ્માએ ભગવાનની પરીક્ષા કરવા, ગાયો તથા ગોવાળોને ગોવર્ધન પર્વત ઉપર લઇજઇ મૂકયાં. તેની શોધ ભગવાને બહુ કરી પરંતુ પત્તો ન લાગવાથી ભગવાને નવાં ઉત્પન્ન કર્યાં. આથી બ્રહ્માએ આગી ગાય–ગોવળોને પાછાં આપ્યાં, અને ભગવાનને પગે પડયા.

૧૧—**બલરામ** સાથે ભગવાન ફરતા હતા. ત્યાં ગધેડાનું રૂપ લઇ **ધેનુકાસુર** આવ્યો. તેને ભગવાનના કહેવાથી બલરામે માર્યો.

૧૨—યમુનાજીના ઝેરવાળાં પાણીથી મરી ગએલાં ગોપગોવાળોને પાછાં જીવતાં કર્યાં.

૧૩—યમુનાજીમાં રહેતા સર્વને દુઃખ દેતા એવા કાલિયનાગને નાથી તેમને બહાર કાઢયો. પછી તેમની નાગણેએ સ્તુતિ કરતાં છોડી મૂકયો. ભગવાનના કહેવાથી નાગ પોતાના કુટુંબ સહિત સમુદ્રના દ્વીપમાં જઇ રહ્યો.

૧૪—વ્રજના લોકોને દાવાનળથી બચાવ્યાં.

---

**૧—પાંચ વરસ સુધી કુમારાવસ્થા, દશ વરસ સુધી પૌગંડાવસ્થા, પંદર વરસ સુધી કિશોરાવસ્થા, પંદર વરસ પછી યુવાવસ્થા, અને ત્યાર પછી વૃદ્ધાવસ્થા જાણવી.**

૧૫—એક વખત ગોવાળીઆઓ સાથે બલરામ તથા શ્રીકૃષ્ણ નવી નવી રમતો રમતા હતા. ગોવાળીઆનું રૂપ લઇ પ્રલંબાસુર આવ્યો. તે બે ગોવાળોને રમતને બહાને ઉપાડી ગયો. ભગવાને દોડી જઇ તેને માર્યો ને ગોવાળને છોડાવ્યા.

૧૬—હેમંત ઋતુના પહેલા મહીનામાં વ્રજની કુમારિકાઓ હવિષ્ય× જમવાનો નિયમ રાખી જગદંબાના પૂજનનું વ્રત કરતી હતી, અને હમેશાં યમુનાજીમાં સ્નાન કરવાને જતી હતી. તેમાંની કેટલીક તો શ્રીકૃષ્ણને વરવાની માતાજી પાસે માગણી પણ કરતી. આ વાત જાણી પૌગંડાવસ્થા વાળા શ્રીકૃષ્ણભગવાને યમુનાજીને તીરે તેઓ જ્યાં નાહતી હતી ત્યાં ગયા. ત્યાં કેટલીક કન્યાઓ ન વસ્ત્રે નાહતી હતી. તેને ભગવાને શિક્ષા કરી. શું ? દેહનું ભાન ભુલાવી, પગે પડાવી બહાર આવી વસ્ત્ર લેવડાવ્યાં. ભગવાને તેમનો મનોરથ સફળ થવાને આશીરવાદ આપ્યો.

૧૭ એક વખત વનમાં ભગવાનને ભૂખ લાગવાથી પાસેના ગામમાં બ્રાહ્મણો યજ્ઞ કરતા હતા ત્યાં ગોવાળીઆને અન્ન લેવા મોકલ્યા. તેમને બ્રાહ્મણોએ અન્ન ન આપતાં તુચ્છકારી કાઢયા. તેઓને પાછા આવેલા જોઇ શ્રીકૃષ્ણ બોલ્યા કે જાઓ તેમની સ્ત્રીઓ પાસેથી માગી લાવો. આવેલા ગોવાળીઆના મોંથી ભગવાનની વાત સાંભળતાં જેની જગતમાં ખ્યાતિ થઇ રહેલી છે એવા શ્રીકૃષ્ણના દર્શન કરવાની બ્રાહ્મણ સ્ત્રીઓને ઇચ્છા થઇ. તેથી તેઓ સુંદર પ્રકારનું અન્ન લઇ ત્યાં આવી દર્શન કર્યાં. ભગવાનની ઇચ્છાથી કોઇ પણ સ્ત્રીને હરકો ન હેતાં સારૂં કર્યું સારૂં કર્યું એમ બ્રાહ્મણો કહેવા લાગ્યા.

૧૮—એક વખત ગોવાળીઆની ફરતે દાવાનળ લાગ્યો હતો. ત્યાં ગોવાળીઆઓને ગભરાએલા જોઇ **શ્રીકૃષ્ણે** કહ્યું કે બીઓ મા "આંખ મીંચી જાઓ." સર્વે આંખ મીંચી પાછી ઉઘાડી જોયું તો ત્યાં દાવાનળ જણાયો નહિ.

૧૯—એક વખત ગોવાળોને વરસાદ માટે ઇંદ્રનો યજ્ઞ કરવા ઉદ્યમ કરતા જોઈ ભગવાને તેમને તેમ કરતા અટકાવ્યા. આથી ઇંદ્રે રોષે ભરાઈ વ્રજનો નાશ કરવા મુસળધાર મેઘને વરસાવ્યો. ભગવાને ગોવર્ધન પર્વતને સાત દિવસ સુધી હાથની આંગળી ઉપર ધરી રાખી સર્વની રક્ષા કરી. સાતમે દિવસે ઇંદ્રે મેઘને વરસતો બંધ કરી ભગવાન પાસે માફી માંગી.

૨૦ એક વખત **નંદરાય** બારસને દિવસે સવારે પારણું ન કરતાં શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે રાત્રે પારણું કરવાનો ઠરાવ કરી રાત્રે **યમુનાજી**માં નાહવાને ગયા. ત્યાં **વરૂણદેવ**નો અનુચર આવીને **નંદરાય**ને તેની પાસે લઇ ગયો, આ વાત ભગવાને જાણતાં તેમને છોડાવ્યા અને ગોવાળીઆ સાથે તેમને વૈકુંઠ લોક બતાવ્યો.

૨૧—ભગવાનની વાંસળીના મધુર નાદે પ્રેમઘેલી થએલી ભાનભુલી ગએલી એવી ગોપીઓ ઘરબાર તજીને નાના બચ્ચાંને ઘરે મૂકીને જ્યાં ભગવાન મધુર અવાજ સુણાવતા હતા ત્યાં ગઇ. ભગવાને કહ્યું હે ભલી સ્ત્રીઓ ! પોતાના **ભર્તાનું**, છોકરાંછોકરાંનું, સગાંસંબંધીઓનું પોષણ કરવું અને પોતાનું ઘર સંભાળવું એ સ્ત્રીઓનો ધર્મ છે. પતિ નિર્ધન, રોગી, વૃદ્ધ, જડ કે દુષ્ટ સ્વભાવનો હોય તોપણ સતી સ્ત્રીઓએ તેમનો ત્યાગ ન કરવો

જોઈએ. પરંતુ આ હઠથી ભગવાનને પોતાની માયા બતાવવી પડી. સર્વ ગોપીઓ સાથે અનેક કૃષ્ણ બનાવી યમુના કિનારે બ્રહ્મરાસ આડયો. દેહનું ભાન નથી એવી પ્રેમઘેલી ગોપીઓને રમતીજ મૂકીને ભગવાન અંતર્ધાન થયા. ગોપીઓએ દાંડીઆ ઠોકયાજ કર્યા.

૨૨ શ્રીકૃષ્ણના ચાલ્યા જવાથી ઉર્વશીને શોધતાં પુરુરવાની માફક ઘેલી બનેલી ગોપીઓ, મારો કૃષ્ણ કાનુડો તમે દીઠો છે ? એમ સર્વને પૂછવા લાગી. કેટલીક તો માંહોમાંહે કૃષ્ણનું રૂપ લઇ રાસ રમવા લાગી.

૨૩—જેના અંતરમાં ભગવાનનું ધ્યાન લાગી રહેલું છે, જેનું મન કૃષ્ણ કાનુડામાં ઘેલું બની ગએલું છે, જેઓ ગાંડી જેવી આમ તેમ પ્રભુની શોધ કરી રહી છે, એવી શ્રીકૃષ્ણ વિના કષ્ટ પામતી ગોપીઓને પુનઃ દર્શન દઇ રાસ રમાડયો.

૨૪—કેટલાક નાસ્તિક જનો ભગવાનના ઉપર ખોટો આક્ષેપ મૂકે છે. તે તેઓની અજ્ઞાનતા બતાવે છે; કારણ વિષ્ણુપુરાણમાં કહેલું છે કેઃ—**कृष्णं ब्रह्ममयं प्रोक्तमिति वेदानुशासनम् ॥** કૃષ્ણ બ્રહ્મસ્વરૂપ છે. એમ વેદનું પણ કથન છે. તેમજ કૃષ્ણ બાલસ્વરૂપ છે. **કૃષ્ણ જન્મખંડમાં** એવું કહ્યું છે કેઃ—વ્રજભૂમિમાં સર્વ સ્ત્રીઓજ હતી. એક કૃષ્ણજીએ ગોપીઓને તેની ભક્તિને આધીન થઇ વિવધરૂપે દર્શન આપીને બાળલીલા કરી હતી. વળી પુષ્ટિમાર્ગમાં શ્રી કૃષ્ણની ઉપાસના સ્ત્રીરૂપે કરવા કહ્યું છે. મીરાંબાઇએ પણ "વ્રજમાં કૃષ્ણ પુરુષ છે એક" એવું કહ્યું છે. સર્વ અવતારોમાં સોળે કળા સંપૂર્ણ, વિધૈશ્વર્ય સંપન્ન માત્ર શ્રીકૃષ્ણ ભગવાનજ છે.

વ્યાસ મુનિજીએ પણ કહ્યું છે કે :—શ્રી કૃષ્ણ ભગવાન બ્રહ્મ સ્વરૂપે છે. આ પરથી જણાશે કે તેઓના કુતર્કવાદો બુદ્ધિ ભ્રંસકારક છે.* વધુ શું ?

૨૫ એક વખત એક મોટો અજગર સૂતેલા નંદરાયને ગળવા લાગ્યો ગોવાળીઆઓ બળતાં લાકડાંથી તેને મારવા લાગ્યા. બધાં દોડી આવ્યાં. ત્યાં શ્રી કૃષ્ણે અજગરને પગ અડાડતાં તે દીવ્ય પુરુષ થઇ ગયો. એ પુરૂષ પૂર્વ જન્મમાં **સુદર્શન** નામે **વિદ્યાધર** હતા. અંગિરા કુલના કોઈ ઋષિએ શાપ આપવાથી એ રૂપને પામ્યો હતો.

૨૬ **શંખચૂડ** નામનો કુબેરજીનો અનુચર ગોપીઓનું સુંદર રૂપ જોઇ તેને હરી જવા આવ્યો. તેને ભગવાને મારી તેની પાસેનો મણિ લઇ લીધો. મણિ બલભદ્રને આપ્યો.

૨૭ બળદના રૂપથી આવેલા **અરિષ્ટાસુર**ને ભગવાને માર્યો.

૨૮ અરિષ્ટાસુરને મારતાં **નારદજીએ કંસને** જઇ સમજાવ્યું કે **શ્રીકૃષ્ણ** એ દેવકીજીનોજ પુત્ર છે, અને **બલરામ** રોહિણીનો પુત્ર છે. ભગવાનની કૃપાથી વસુદેવે નંદરાયને આપ્યા છે. તે ત્યાં મોટા થયા છે. વળી તેઓએ તારા ઘણા અનુચરોને માર્યા છે. હવે તારો પણ વારો આવ્યો છે એમ સમજજે. એમ કહી નારદજી ત્યાંથી વિદાય થયા.

૨૯ આથી ક્રોધથી રાતો પીળો થએલો કંસ હાથમાં તરવાર લઇ વસુદેવને મારી નાખવા આવ્યો. પણ વિચાર કરવા લાગ્યો કે એ કેદમાં છે તેજ ઠીક છે એથીજ એના પુત્રો કોઈ સમયે હાથ

* મા જ અ આ લમ સુધારી આપી છે.

આવશે એટલે પછી તેને મારતાં શી વાર? ત્યાંથી પાછો મહેલે આવ્યો.

૩૦ કંસના મોકલવાથી **કેશી** નામનો દૈત્ય ઘોડાના રૂપમાં આવ્યો તેને ભગવાને ઘોડાની સરતમાં માર્યો.

૩૧ **વ્યોમાસુરને** માર્યો.

૩૨ કંસના મોકલેલા અનુચરો મરણ પામેલા જાણી તેમને સમજાવીને લાવવા ( મારી નંખાવવાના ઇરાદાથી.) પોતાના કાકા અક્રુરજીને મોકલ્યા. આવેલા અક્રુરજીનો ભગવાને સારી રીતે સત્કાર કર્યો. અક્રુરજીના કહેવાથી બન્ને ભાઇઓ મામાને ત્યાં જવા નીકળ્યા. રસ્તામાં અક્રુરજીને શંકા થઇ કે આ બે સુંદર બાળકોને કંસના મલ્લો મારી નાખશે. આવો વિચાર કરતા અક્રુરજીને જોઇ ભગવાને સવિસ્તર પૂછ્યું. ભગવાને કહ્યું તમે જરાયે ગભરાશો મા. એમ કહી પોતાના પ્રભાવથી રસ્તામાં યમુનાજીને તીરે આવતા જલમાં વિષ્ણુ-લોકનું દર્શન કરાવ્યું. અક્રુરજી પગે પડ્યા ને હંમેશ માટે સેવક થયા.

૩૩ ત્રણે મથુરામાં આવી પહોંચ્યા. ત્યાં કંસના ધોબીએ કપડાં ન આપ્યાથી તેને માર્યો.

૩૪ આગળ ચાલતાં કંસનો દરજી, માળી અને કુબ્જા મળ્યાં. અક્રૂરજીના કહેવાથી દરજીએ સુંદર આભૂષણ આપ્યાં. માળીએ સુંદર પુષ્પોની માળાઓ પહેરાવી, અને કુબ્જાએ સુગંધમય કેસરી ચંદનની અર્ચના કરી. ભગવાને પ્રસન્ન થઇ ત્રણેને વરદાન આપ્યાં. આથી કુબ્જા જે કંસની ત્રિવક્રા નામની દાસી હતી, તેનું+ શરીર ત્રણ બાજુથી વાંકુ હતું. તે ભગવાનની કૃપાથી સુંદર રૂપવાન સ્ત્રી થઇ અને ભગવાનની દાસી થઈ રહી.

૩૫—કંસે કપટથી મારી નાંખવા મલ્લનો મહોત્સવ કર્યો. ત્યાં બન્ને ભાઇઓ ગયા. બન્ને ભાઇએ **કુવલયાપીડ** નામના હાથીને તથા ચાણુર, મુષ્ટિક, કૂર, શલ, તોતલ વગેરે મલ્લોને રમત માત્રમાં માર્યા. મલ્લોનાં મરણથી ગભરાએલો કંસ હાથમાં તલવાર લઇ સિંહાસન પર બેઠો બેઠો બકવાદ કરવા લાગ્યો. અને નંદ વગેરેને મારી નાખવા અનુચરોને હુકમ કર્યો. એવા બોલ સાંભળતાંજ ભગવાને મામાને અખાડામાં ગબડાવી પાડયો. જોત જોતામાં ભગવાને મલયુદ્ધમાં કંસને મારી નાંખ્યો. આથી સર્વ સ્થળે હા-હા-કાર થઇ રહ્યો **બળભદ્રે** કંસના ભાઇઓ કંક, નગ્રોધક વગેરેને માર્યા. આ પ્રમાણે પરાક્રમ કરી બન્ને ભાઇઓ પોતાનાં માત-પિતા તથા સંગાઓને બંધન મૂક્ત કરવાને દોડયા, ત્યાં જઇ સર્વને મૂકત કર્યાં.

૩૬—કંસને માર્યા પછી પોતાના માતામહ (માનાબાપ)**ઉગ્રસેનને** રાજ્ય સોંપી બન્ને ભાઓ સર્વને લઈ સ્વગૃહે ગયા.

૩૭—જ્યારે ભગવાન શ્રીકૃષ્ણ બળભદ્ર સાથે ઉજ્જનના રહેવાસી સાંદીપનિ ઋષિના ( કાશ્યપ પણ કહેના. ) આશ્રમે વિદ્યાભ્યાસ માટે ગયા હતા ત્યારે તેમને સુદામા નામના રંક બ્રાહ્મણ સાથે ગાઢ મિત્રતા બંધાઇ હતી. જેમની પાછળથી ભગવાને દરિદ્રતા મટાડી હતી.

૩૮—એ ત્રણેએ ગુરૂની સેવા કરી સારી રીતે વિદ્યાભ્યાસ કર્યો હતે. બહુ કષ્ટો વેઠયાં હતાં. એક વખત ગુરુપત્નીના કહેવાથી ભર વરસાદમાં જંગલમાંથી લાકડાં માથે મૂકીને આણી આપ્યાં ગુરૂજીને વાત જાણ થતાં સઘળી વિદ્યા તાજી રહેશે એવી આશીષ દીધી હતી.

૩૯—વિદ્યાભ્યાસ કરી ઘેર જતી વેળા ભગવાને ગુરુદક્ષિણામાં ગુરુપત્નીની માગણીથી તેમના પુત્રને જીવતો કરી લાવી* આપ્યો.

૪૦—ધૃતરાષ્ટ્ર રાજાને ત્યાં હીલચાલ જોવાને ભગવાને પોતાના અનુચર અક્રુરજીને મોકલ્યા.

૪૧—કંસના મરણથી શોક કરતી તેમની રાણીઓ **અસ્તિ** અને **પ્રાપ્તિ** પોતાના પિતા **જરાસંધ** પાસે જઇ સઘળાં દુઃખની વાત કરી. પોતાના જમાઇનું વેર વાળવાને તેણે યાદવો પર ૧૭ વાર ચઢાઇ કરી, પણ તે દરેક વખતે હારી પાછો ગયો.

૪૨—ભગવાને પોતાની રાજધાની ગોકુળ બદલી દ્વારકામાં કરી.

૪૩—ભગવાનની ઇર્ષા કરતા એવા કાલયવનને મુચકુંદની દૃષ્ટિથી બાળી નંખાવ્યો.

૪૪—પાંડવોને ભગવાને લાખના ઘરમાંથી બળતા ઉગાર્યા.

૪૫—ભગવાનને ૧૬૧૦૮ રાણીઓ હતી. તેમાં મુખ્ય રાણીઓ આઠ હતી. બાકીમાંની ઘણીખરી તો પ્રેમઘેલી થએલી ગોપ કુમારીઓ ભક્ત થઇ પરણીને રાણી રૂપે રહી હતી.×

૪૬—ભગવાન મુખ્ય રાણીઓ સાથે કેવી રીતે પરણ્યા તે નીચે પ્રમાણે:—

**દ્રોપદી** પૂછે છે—

---

* ગુરુપુત્ર પ્રભાસપાટણની જાત્રા કરવા ગયો હતો. ત્યાં સમુદ્રમાં ડૂબી ગયો હતો.

× વધુ માટે જુઓ **શ્રી૦ ભા૦** દ૦ સ્કંધ અ૦ ૮૩



ભગવાન શ્રી કૃષ્ણચંદ્ર



यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥



૧-**રૂકિમણી**+ કહે છે—હું રૂકૂમી રાજાની બેન થાઉં મને શિશુપાળ સાથે પરણાવવા મારા ભાઇને બીજા રાજાઓએ બહુ સમજાવ્યો હતો. છતાં બધા રાજાઓ દેખતાં ભગવાને મારૂં હરણ કરી મારી ઇચ્છા પાર પાડી હતી. એવા ભગવાનના ચરણનું પૂજન મને નિત્ય પ્રાપ્ત થજો.

૨-**સત્યભામા—સત્રાજિત** રાજાની હું પુત્રી થાઉં મારા કાકા પ્રસેનના મરણથી દુઃખ પામેલા મારા પિતાએ મૂકેલાં તહોમતને મટાડવા સારૂ ભગવાને રીંછના રાજાને જીતી મણિ લાવી મારા પિતાને આપ્યો. મારા પિતાએ પોતાનો અપરાધ મટાડવાને કૃષ્ણ ભગવાનને મારૂં તેમજ તે મણિનું દાન આપ્યું. એવા શ્રી ભગવાનની મને સેવા મળી.

૩-**જાંબુવતી** ( જાંબવતી )—મારા પિતાએ શ્રી કૃષ્ણને “ પોતાના ઇષ્ટદેવ અને સ્વામી રામચંદ્ર છે એમ નહિ જાણતાં એમની સાથે ૨૭ દિવસ સુધી યુદ્ધ કર્યું. પછી “ સાક્ષાત્ રામચંદ્રજ આ છે ” એવી પરીક્ષા થતાં મારા પિતાએ પગે પડી માફી માગી. તેના બદલામાં પ્રસેનના મણિનું તથા મારૂં દાન આપ્યું. એવા શ્રી ભગવાનની હું દાસી છું.

૪-**કાલિંદી—સુર્યદેવ**ની હું પુત્રી થાઉં મને પોતાના ચરણના સ્પર્શની ઇચ્છાથી તપ કરતી જાણીને શ્રી કૃષ્ણ ભગવાન પોતાના મિત્ર અર્જુન દ્વારા મળીને જેણે મારૂં પાણિગ્રહણ કર્યું તે ભગવાનની હું નિત્ય સેવા કરૂં છું.

---

+ રાધા પણ કહેતા હોય; જોઇએ ભાગવતમાં રાધા નામ જડતું નથી

૫ **મિત્રવિંદા**—દુર્યોધનના કહ્યામાં ચાલનારા એવા માલવના (માળવાના) રાજા **વિંદ** અને **અનુવિંદ** મારા ભાઇઓ થાય. રુકિંમણીની માફક ભગવાને મારૂં હરણ કરી મારી સાથે પરણ્યા. એવા ભગવાનના ચરણ ધોવાનું કામ મને પ્રત્યેક જન્મમાં મળજો.

૬—**નાગ્નજિતિ** (સત્યા)—કોસલદેશના નગ્નજિત રાજા મારા પિતા થાય. તેણે રાજાઓના બળની પરીક્ષા લેવાને માટે ૭ સાંઢ પાળ્યા હતા. તેને કોઇથી બંધાયા નહિ, આખરે ભગવાને તેમને રમત માત્રમાં બાંધ્યા. તેથી મારા પિતાએ મારૂં દાન દીધું. તે ભગવાનનું દાસત્વ તથા તેમને માટે સુંદર માળા ગુંથવાનુ મને નિત્ય પ્રાપ્ત હોવ.

૭—**ભદ્રા**—"મારા પિતાએ હું કે જેનું ચિત્ત ભગવાનમાંજ લાગ્યું હતું." એવા શ્રીકૃષ્ણને બોલાવીને સખીઓ સહીત મને આપી. પ્રત્યેક જન્મમાં એવા ભગવાનના ચરણનાજ સ્પર્શ મને મળજો, અને તેમનું જમતાં વધેલું અન્ન નિત્ય જમવાને મળજો.

૮—**લક્ષ્મણા**—ભદ્રદેશના રાજા **બૃહતસેન** મારા પિતા થાય. હે દ્રૌપદી ! જેમ તમારા સ્વયંવરમાં મચ્છવેધ રચ્યો હતો. તેવોજ મચ્છવેધ મારા પિતાએ પણ રચ્યો. તેમાં ફેર એટલોજ હતો કે મચ્છને બહાર ફરતો ન રાખતાં એક કલશમાં રાખ્યો હતો. એવા મચ્છને વીંધી ભગવાને મને પોતાની કરી છે. એવા ભગવાનને હું પ્રણામ કરૂં છું.

એ વિના ત્યાં બીજી રાણીઓ હતી. તે બોલી કે નરકાસુરે દિગ્વિજયમાં જીતી લીધેલા રાજાઓની અમે કન્યાઓ છીએ. તેમણે અમને વિના અપરાધે રોકી મૂકી હતી. એક દિવસ ઇંદ્રનું મણિ

પર્વત+ નામનું સ્થળ નરકાસુરે લઈ લેવાથી × તેમણે ભગવાન પાસે આવી રાવ ખાધી અને તે પાછું મેળવી આપવાને કહ્યું. ભગવાન સત્યભામા સાથે નરકાસુરના પ્રાગ્જ્યોતિષ્ નામના પુરમાં જઇ તેને મારી અમને બંધનમૂકત કરી અમારી દાસી ભાવે રહેવાની માગણી ભગવાને સ્વીકારી. અમને તેણે નિત્યની દાસી બનાવી એ અમારાં સુભાગ્ય સમજવાં.

૪૭—આઠ પટરાણીઓમાં દરેકને ભગવાનથી દસ, દસ, પુત્રો થયા. એ વગર બીજી સ્ત્રીઓને પણ પુત્રો થયા હતા. તેમાં રૂકમણીનો પુત્ર **પ્રદ્યુમ્ન** [1] સૌથી મોટો હતો. પ્રદ્યુમ્નના લગ્ન તેમના મામાની દીકરી **રૂક્માવતી** સાથે થયાં હતાં. તે પરથી તે સમયમાં મામા ફોઇનાં છોકરાં એક બીજા સાથે લગ્નથી જોડાઇ શકતાં એવું જણાય છે હાલમાં હિન્દુઓમાં એ રીવાજ બહુ કમી છે. **પ્રદ્યુમ્ન** ને **અનિરૂદ્ધ** નામે પુત્ર થયો હતો.

૪૮—**બાણાસુર**ની કુંવરી ઉષાને સ્વપ્ન આવવાથી યોગવિદ્યા જાણનારી તેની સખી **ચિત્રલેખા** તેમને મન-ગમતા પતિ (અનિરૂદ્ધ)ને દ્વારકામાંથી પલંગ સહિત ઉપાડી લાવી. એ વાત બાણાસુરે જાણતાં તેણે અનિરૂદ્ધને નાગપાસથી બંધાવ્યો, અને દીકરીને આવા કૃત્ય માટે ઠપકો આપ્યો.

---

+—રાણીઆનુ વંશ વર્ણન માટે જુવા **શ્રી. ભા.** દશ સ્કં અ. ૬૧

× હાલના મણિપુર પાસે હોવું જોઇએ

૧ દશ૦ સ્કં૦ અ૦ ૬૧ મો જુઓ તેમા દરેક રાણીઓના પુત્રોના નામો આપેલાં છે.

૪૯—આ વાત શ્રી કૃષ્ણ ભગવાને જાણતાં મોટું સૈન્ય લઈ પોતાના પૌત્રને છોડાવવા **શોણિતપુર** ઉપર ચઢાઈ કરી એથી ભકતાધીન એવા **શંકરને** બાણાસુર વતી **શ્રી** કૃષ્ણ સાથે લડવું પડયું. જ્યારે ભગવાને બાણાસુરના ઘણા હાથો[2] ચક્રવડે કાપી નાખ્યા. ત્યારે શંકરે ભકતને બચાવવા માટે શ્રી કૃષ્ણને કહ્યું. શંકર ભગવાને પ્રહલાદજીને આપેલું વચન[3] યાદ દેવડાવ્યું. ભગવાને કહ્યું કે એનો ગર્વ ઉતારવાનેજ હાથો કાપ્યા છે. આખરે બાણાસુરે હાર કબુલ કરી પોતાની પુત્રીને અનિરૂદ્ધ સાથે પરણાવી શ્રી કૃષ્ણ ભગવાન સર્વ સાથે દ્વારકાં ગયા.

૫૦—ગોકુળમાં આવેલા બળભદ્રે શ્રીકૃષ્ણના કહેવાથી સર્વ ગોપીઓને રાસ રમાડયો. રાસ રમતાં મદમાં આવેલાં યમુનાજીને ખેંચ્યાં.

૫૧—ભગવાને કાશીમાં જઈને પોતાનું રૂપ લઈ બેઠેલા **પૌંડ્રકને** તથા તેમના મિત્રોને માર્યા.

૫૨—પિતાનું વેર લેવાને આવેલા પૌંડ્રકના પુત્ર **સુદક્ષિણને** ભગવાને માર્યો.

૫૩—જાંબુવતીના પુત્ર **સાંબે** સ્વયંવરમાં દુર્યોધનની પુત્રી **લક્ષ્મણાનું** હરણ કર્યું. તેને કૌરવોએ કેદ કરતાં **બળભદ્રે** **હસ્તિનાપુરને** ખેંચી લક્ષ્મણા સાથે સાંબને છોડાવી લાવ્યા.

૫૪—નારદજી શ્રીકૃષ્ણનો વૈભવ જોઈ અજાયબ થયા. ભગવાને તેમનો રાણીઓ પાસે આદરસત્કાર કરાવ્યો. એકએકથી ચઢે એવી

---

૨ હજાર હાથ વરદાન વડે મળ્યા હતા

૩ "તારા વંશમા જન્મેલાને હું મારીશ નહિં" બાણાસુર પ્રહલાદજીના વંશનો હતો.

રાણીઓને જોઈ નારદજી અજાયબ થયા. ભગવાને તેમને દરેક રાણીના વૈભવ જોવાને મોકલ્યા. કોઇ ઠેકાણે ભગવાન સ્નાન સંધ્યા કરતા જણાયા, તો કોઇ ઠેકાણે દાન આપતા જણાયા. કોઇ ઠેકાણે પુત્રોને રમાડતા દીઠા, તો કોઇ ઠેકાણે રાણી સાથે રાસ રમતા જોયા. રાણી-ઓને પણ જુદાં જુદાં કામથી ભગવાનની સેવા કરતી જોઇ નારદજી આનંદ પામ્યા. આ પ્રમાણે ભગવાનની લીલા જોઈ નારદજી ચાલ્યા ગયા.

૫૫—જ્યારે **યુધિષ્ઠિરે** રાજસૂય યજ્ઞ કર્યો, ત્યારે તેણે સર્વ રાજાઓની સંમતિથી પ્રથમ પૂજા **શ્રીકૃષ્ણની કરી. શિશુપાલાદિ** રાજાઓએ વિરોધ દર્શાવી ન છાજે એવાં વચન ઉચ્ચાર્યાં. આથી ભગવાને સર્વ રાજાઓ દેખતાં તેમને માર્યા.

૫૬—ભગવાને યોગમાયા જાણનારા એવા **શાલ્વ** રાજાનો તથા શૌભ નામના વિમાનનો નાશ કર્યો.

૫૭—શિશુપાલ, શાલ્વાદિને મારતાં તેમનો મિત્ર **દંતવક્ર** અને તેનો ભાઇ **વિદુરથ** મોટું સૈન્ય લઇ તેનું વેર વાળેવાને ભગવાન સાથે લડવા આવ્યા. તેનો ભગવાને નાશ કર્યો.

૫૮—બ્રાહ્મણોના યજ્ઞનો ભંગ કરનાર **બલ્વલને બલભદ્રે** માર્યો.

૫૯—ભગવાને ધનની લાલચથી પોતાને ઘેર આવેલા સુદામાજી નો સારી રીતે સત્કાર કર્યો તથા તેનું દરિદ્ર ફેડયું.

૬૦-બળભદ્ર તથા કૃષ્ણભગવાનના દર્શન કરવાને સઘળા ઋષિઓ આવ્યા. તે સર્વેને સારી રીતે સત્કાર્યા, અને બે ચાર દિવસ વધુ રાખી **વસુદેવે** વિષ્ણુયાગ કર્યો.

૬૧–વસુદેવ બોલ્યાઃ—હે કૃષ્ણ ! હે બળદેવ ! તમે મને જગતમાં પુત્રરૂપે જણાઓ છો ખરા પણ **"જેમાં જેણે, જેણે કરી. જેથી, જેનું, જેને સારૂ, જેને, જે, જેવી રીતે** અને જ્યારે આ જગત સ્થિતિ પામે છે, અને સ્થિતિ પમાડવામાં આવે છે તે સર્વ રૂપ ભોગ્ય અને ભોક્તાના નિયંતા સાક્ષાત્ તમેજ છો" એમ કહી પોતાના પુત્રોની માગણી માટે ગુરુના પુત્રને લાવી આપ્યાની યાદ કરાવી. દેવકીજીએ પણ પોતાના પુત્રોની માગણી કરતાં બન્ને ભાઇઓ સુતલપાતાળમાં ગયા. જ્યાં બલિ રાજા પાસેથી તેમને લાવી આપ્યા. છયે પુત્રોના નામોઃ—

સ્મર, ઉદ્‌ગીથ, પરિષ્વંગ, પતંગ, ક્ષુદ્રભૃત અને ઘૃણી.

૬૨–અર્જુને ભગવાનની સલાહથી ત્રિદંડી સન્યાસીનું રૂપ લઈ દ્વારકામાં જઇ, ત્યાં ચાતુર્માસ રહી બળભદ્રની ના મરજી છતાં તેમની બેન **સુભદ્રા**નું હરણ કર્યું.

૬૩-ભગવાન મિથિલાનગરીમાં જઇ ભક્ત શ્રુતદેવ* તથા જનકને× ત્યાં જઇ એકી વખતે દર્શન આપી રાજી કર્યા.

૬૪—જ્યારે કૌરવપાંડવ વચ્ચે યુદ્ધ થયું, ત્યારે અર્જુનની માગણીથી ભગવાન+ પાંડવોના પક્ષમાં ગયા, અને દુર્યોધનની માગણીથી સર્વ સૈન્ય તેમને મદદમાં આપ્યું. કુરુક્ષેત્ર આગળ ભારે યુદ્ધ થયું, તેમાં સર્વ કૌરવો મરાયા, અને પાંડવોનો જય થયો. ત્યારથી કળિયુગનો આરંભ ગણાય છે. યુદ્ધ સમયે અર્જુનને પોતના

---

* એ બ્રાહ્મણ હતો. × બીજું નામ બહુલાશ્વ હતુ.
+ વગર હથિયારે લડવાની સરતે.

કાકાના દીકરાઓ તેમજ સગાંસંબંધીઓ સાથે રાજ્યસુખ માટે લડવું ગમ્યું નહિ. વૈરાગ ઉપજેલો જોઇ સારથી બનેલા ભગવાને કેટલાંક તત્વોનો ટુંકમાં બોધ આપ્યો. તે તત્વો આલમની પ્રજાને માનનીય થઇ પડયાં છે. તેના સંગ્રહને ભગવદ્‌ગીતા કહે છે. તેનો લોકો નિત્યપાઠ કરે છે. હિન્દુઓનું તે પવિત્ર પુસ્તક છે.

૬૫—છેવટે ભગવાને યુકિતથી ઋષિઓ પાસે શાપ અપાવ્યો. જેથી યાદવો પ્રભાસ 'પાટણ આગળ દારૂ પીને માહોમાંહે લડી મુઆ. તેમાં માત્ર અનિરૂદ્ધનો પુત્ર વજ્રનાભ બચી ગયો હતો. જેણે પાછળથી પોતાનો વંશ ચલાવ્યો. ભગવાન એક ઝાડ નીચે સમાધિ લઈ વૈકુંઠમાં ગયા હતા.



**જોશીઆર્ટના મુ. ગિરિજાશંકરનો પણ હું આભારી છું. કારણ એમણે નવા બ્લોકો ફોટાઓ માટે તૈયાર કરી બીજાઓ કરતાં કીફાયત ભાવે આપ્યા.**

# ૯. બુદ્ધ ભગવાન

ઇ. સ. પૂર્વે કાશીની ઉત્તરે આવેલી કપિલવસ્તુ નગરીમાં ઇક્ષ્વાકુ વંશથી ઉતરી આવેલા **શુધ્ધોદન** નામે રાજા રાજ કરતો હતો. તેમને ત્યાં ઇશ્વરના અવતાર રૂપ, બૌદ્ધ ધર્મને સ્થાપનાર **ગૌતમ** ભગવાનનો જન્મ થયો. ( ઈ. પૂ. ૬૨૩ ) નાન પણથીજ ગૌતમની ધર્મ ઉપર આસ્થ ઘણી હતી. તેમને જીવહિંસા ગમતી નહિ. રાજકુંવર હોવાથી એ પોતાના અનુચરો સાથે શિકારે જતા પણ દયાળુ સ્વભાવ હોવાથી વગર શિકારે પાછા ઘરે આવતા. જો કોઇ માણસ શિકાર કરતો કે કોઇ પણ જીવની હિંસા કરતો તો તેને આખા જીવન પર્યંત તેમ નહિ કરવાને ઉપદેશ આપતા. સાધુ વૃતિવાળા ગૌતમ ભગવાનને સારી થવાની ઇચ્છા મૂળથીજ ન હતી. તો પણ તેમના પિતાએ ૨૫ મે વર્ષે **ગોપા [ યશોધરા ]** નામની સદ્‌ગુણસંપન્ન અને રૂપવાન કન્યા સાથે લગ્ન કર્યું તેનાથી તેને પાંચ વરસ પછી એક પુત્ર[1] થયો.

ગૌતમ ભગવાને ગૃહસ્થાશ્રમ તજવાનો વિચાર કર્યો. એ રાત્રે બાળક પુત્ર, જુવાન સ્ત્રી અને વૃદ્ધ માબાપને તજીને ચાલવા માંડયું. તેમના મનના વિચારોના ઉભરા રસ્તે ચાલતાં કાઢવા માંડયા. મારે શું કરવું જોઇએ ? એ તેમનો ઉભરો હતો. તેણે વિચાર્યું કે ગમે તેટલાં સંકટ ભલે પડો પણ આ જગતમાં સર્વત્ર પાખંડી ધર્મને નાબુદ કરી જગતને સર્વમાન્ય એવો ધર્મ પ્રચાર કરવો. એ પરથી બુદ્ધ ભગવાનના મનમાં દઢતા, આસ્થા, દયા અને આત્મસંયમે કેટલી જડ

---

૧ રાહુલ

ધારી હતી એ જણાઈ આવે છે. તે ફરતાં ફરતા વનમાં જઈ ચઢ્યા ત્યાં તેણે ઘણું કષ્ટ વેઠી ૭ વર્ષ સુધી ભારે તપ કર્યું. પણ તેથી તેને કાંઇ લાભ જણાયો નહિ. શી રીતે જણાય ? તેને તો જગતનું દુઃખ મટાડવું હતું ત્યાર પછી તેમણે આખા ભારતવર્ષમાં ફરી ધર્મ શાસ્ત્રોનું જ્ઞાન મેળવ્યું. સારી રીતે જ્ઞાન મેળવ્યા બાદ તેમણે ઉપદેશ આપવા માંડયો. આ સમયે તેની ઉંમર ૩૬ વર્ષની હતી.

જ્યાં જુઓ ત્યાં અધર્મ પ્રવર્તેલો જોઇ તેમના મનને બહુજ દુઃખ થતું. દેશમાં અનેક પંથોએ ઘર કર્યું હતું. મૂળનો બ્રાહ્મણ ધર્મ સારો ગણાતો હતો પણ આ સમયે એ ધર્મના તત્ત્વો સમજાવનારા વિદ્વાનો ન હતા. બિચારો એ ધર્મ રાખમાં દબાએલા અગ્નિ જેવી સ્થિતિમાં હતો. ગૈતમે એ બધા પંથોમાંથી સાર સાર કાઢી તથા દેશકાલને અનુસરી એક નવા ધર્મનો ઉપદેશ દેવા માંડયો. પ્રથમ તેમણે કાશી નજીક જઇ ઉપદેશ કર્યો. ત્યાં તેના ૭૦ શિષ્ય થયા. પછી કાશીમાં ઉપદેશ કરી મગધમાં શિષ્યો સહ ગયા. તે સમયે ત્યાં **બિંબિસાર** નામનો રાજા રાજ્ય કરતો હતો તેને ઉપદેશ દઇ શિષ્ય કર્યો.

ત્યાંથી કપિલવસ્તુ જઈ પોતાના માતાપિતાને અને સ્ત્રી પુત્રને ઉપદેશ આપી પોતાના નવા ધર્મમાં દાખલ કર્યાં. એ પ્રમાણે તેમણે આખા ભરતખંડમાં ફરી ઉપદેશ કરી ઘણા માણસોને પોતાના મતમાં આણ્યાં. ઘણાખરા રાજાઓ એ ધર્મમાં દાખલ થવાથી તેમની પ્રજાએ પણ એ ધર્મ સ્વીકાર્યો. એથી દેશમાં લડાઇ ટંટા થતા મટી ગયા અને આખા હિન્દમાં સલાહશાંતિ પ્રસરી રહી.

---

૨ વૈશાલીનગરમાં અરાડ કોલાપ નામે મહાન પંડિતને ગુરૂ કર્યા હતા.

બુદ્ધ ભગવાને ૪૪ વર્ષ સુધી સર્વ સ્થળે ફરીને લોકોનાં દુઃખ મટાડયાં. એ ઈ. સ. પૂર્વે ૫૪૩માં નિર્વાણ–મોક્ષ પામ્યા.

એ ધર્મના બુધ્ધે એવાં ઉંડાં મૂળ નાખ્યાં કે તે વડનાં મૂળની માફક દેશ દેશમાં ફેલાયાં. તે વૃક્ષની ઘણી વડવાઇઓમાંથી નવાં વૃક્ષો બન્યાં. પરદેશમાં પણ એ ધર્મ ફેલાયો. આપણા દેશમાં એ ધર્મ રહ્યો નથી. પરંતુ તેની ખ્યાતિ સાંભળીએ છીએ. મઠો–ગુફાઓ જોઇ હેરત પામીએ છીએ.

અશોક રાજાએ તથા સિથિઅન રાજા કનિષ્કે બૌદ્ધ ધર્મને રાજ્યધર્મ બનાવીને પૃથ્વીના મોટા મોટા ભાગમાં ઉપદેશકો દ્વારા ફેલાવ્યો હતો.

બુદ્ધના મુખ્ય સૂત્રોઃ—

(૧) જાતિભેદ બીલકુલ રાખવો નહિ.

(૨) સર્વ મનુષ્યો સરખાં છે. તેમાં ઉંચો નીચો કોઈ નથી.

(૩) દરેક પોતાના કૃત્ય પ્રમાણે મોક્ષગતિને પામે છે. માટે સદ્ગુણને સેવવા અને દુર્ગુણ તજવા.

(૪) દરેક માણસે દેહદમન કરી—ઉપવાસો કરી મનને આત્મ-સંયમ પાળવાની ટેવ પાડવી.

(૫) દરેક માણસે મન-વાણી-અને કર્મ શુદ્ધ–પવિત્ર રાખવાં.

(૬) દરેક બીજા જીવો પર હેત રાખી, સર્વ જીવોને સરખા ગણી તેમનું પાલન કરવું.

(૭) માંસાહાર તજવો, કુદરતી રીતે ઉત્પન્ન થએલોજ ( અન્ન વનસ્પતિ વગેરે ) અહાર લેવો.

(૮) જીવહિંસા કરવી કે કરાવવી નહિ.

(૯) અન્યાયથી ધન મેળવવું નહિ.

(૧૦) અસત્ય બોલવું નહિ. સત્યજ બોલવું.

(૧૧) બુદ્ધિ ભ્રષ્ટ થાય એવો તામસી ખોરાક ખાવો નહિ.

## બીજાં આઠ પગથીઆં.

સત્ય વિચાર, સત્ય મનન, સત્ય વચન, સત્યાચાર, સત્યજીવિકા, સત્ય વ્યવહાર, સત્ય સ્મરણ અને સત્ય ધ્યાન.

## બુદ્ધના મુખ્ય ૧૨ શિષ્યો.

અજ્ઞાત કૌંડિન્ય, અશ્વજીત, સારિપુત્ર, મૌદ્દગલાયન, મહાકાશ્યપ મહાકાત્યયાન, અનિરુદ્ધ, ઉપાલી, પિંડોલા ભારદ્વાજ, કૌસ્થિલ, રાહુલ અને પૂર્ણ મૈત્રેયાણી પુત્ર.

તે સમયના બૌધ્ધ ધર્મના દેશો:—+ભરતખંડ. તિબેટ, ચીન તાર્તરી, જાપાન, બ્રહ્મદેશ, શિઆમ, જાવા, લંકા વગેરે.

હાલમાં આખી દુનિયામાં પહેલે નંબરે બૌધિષ્ટોની વસ્તી છે. આસરે ૪૫ કરોડ માણુસની ગણત્રી છે.

---

+ હિન્દમાં એ ધર્મ લગભગ ૧૦૦૦ વર્ષ સુધી ચાલ્યો. પછી તેમ ધણા પાખંડ વધી જતાં જગદ્ગુરુ શંકરાચાર્યે પુનઃ બ્રાહ્મણ ધર્મ ફેલાવ્યો (વેદધર્મ) તે અત્યારે અર્ધજીવિત અવસ્થામાં છે. પંથો બહુજ પડી ગયા છે. પણ વેદધર્મથી અલગ નથી. ડાળાં પાંખડાં રૂપ સમજોને !

ચાર આપત્તિઓ:—(૧) મરણ વગરનું (૨) રોગ વગરનું આરોગ્ય. (૩) વૃધ્ધાવસ્થા વગરનું યૌવન (૪) નાશ વગરના જગતના પદાર્થો. આ ચાર આપત્તિઓ પરથી બુધ્ધ ભગાવનને વૈરાગ્ય ઉપજ્યો હતો. કરેલાં પાંચ વ્રતો:—અહિંસા, અસ્તેય, સત્ય, મદ્યમાંસનિષેધ, બ્રહ્મચર્ય.



# ૧૦. કલ્કિ રૂપે ભગવાન.

કળિકાળને બેસવાને આજે પાંચ હજાર વરસ વીતી ગયાં. તેમાં કળિના ત્રણ હજાર વરસ વીત્યે જ્યારે અધર્મ પ્રવર્તી રહ્યો. ત્યારે તેને પુનઃ નવા પાયા પર સ્થાપવાને પ્રભુને બુદ્ધાવતાર લેવો પડ્યો. એ વાત પાછળ વાંચી ગયા. પરંતુ એક વખત જન્મ્યાથી બસ થતું નથી તેમ કળિકાળનો પૂર્ણ પ્રભાવ પ્રવર્તશે ત્યારે ભગવાન કલ્કિ રૂપે પ્રગટી અધર્મનો લય કરશે. ક્યારે થશે? એ કાંઈ સમજાય નહિ. એ તો પ્રભુનો ભક્તજ જાણી શકે. પરંતુ એવી આગાહી છે કે જ્યારે જગતનાં સર્વ લોક પોતપોતાના ધર્મ પ્રમાણે ન ચાલતાં સર્વત્ર અધર્મનો જય થએલો જણાશે ત્યારે ભગવાનને નવીન યોનનિમાં આવવું પડશે. આજે પૃથ્વીના ઘણા ભાગોમાં તમે નજર કરો તો એવા પણ દાખલા જડશે કે ધર્મનું તો ત્યાં નામજ નહિ. રાજ્ય લોભની વાતજ શી! ધન મેળવવા માટે લોકો કેવાં છળકપટ કરી રહ્યાં છે? આ પણ અધર્મના પરિણામ નહિ તો બીજું શું?

એ અવતાર પહેલાં મહાત્મા ગાંધીજી જેવા કેટલાએ મહાત્મા જગતમાં સાંત્વના કરવાને અવતરેલા જોઈશું-અવતરશે. પણ તેની આખી પૃથ્વીમાં સત્તા નહિ ચાલે.

લોકોની વૃત્તિઃ—કળિકાળમાં લોકો કામ, ક્રોધ, લોભ. મોહ, મદ, મત્સર, ઇર્ષા, દંભ, કપટ, રાગ, દ્વેષ, હિંસા, મદ્યપાન, માંસાહાર, અસત્ય વાણી, કુકર્મો આદિ કરશે. બ્રાહ્મણોમાં બ્રહ્મત્વ રહેશે નહિ. ગુરુપદ ખોઈ બેસશે, અને નહિ છાજે એવા ધંધા કરશે. ક્ષત્રિયોમાંથી

શુરાતન નાશ પામશે. લડતાં પણ આવડશે નહિ. યવન રાજાને તાબે રહી ખાઇપીને ચમન ચમનમાં દિવસો ગાળશે પ્રજાની દાદ સાંભળશે નહિ. વૈશ્યો વેપારમાં ફાવશે નહિ. શૂદ્રાનું જોર વધશે. દશાંશને બદલે દોઢો, બમણો નફો લેશે. ને તેનાં ફળ પોતે જ જોશે. આથી ગરીબ પ્રજા અન્ન વિના દુઃખી થશે. શુદ્રોમાં તાકાદ કમ થશે. દિવસભર ગુલામ જેવી મજુરી કરશે છતાંએ પેટ ભરવાને ફાંફાં પડશે. આરંભ તો થએલો સૌ કોઇ નજરે જુએ છે. જ્યાં ત્યાં લોકો દુઃખથી સબડાઇ રહેલા છે. "મહારૂં ને હું" લોકોના મુખમાં તરવરી રહેલું છે. આપણા ધર્મશાસ્ત્રના આધારે પ્રભુ કયાં અવતાર લેશે? તે માટે નીચે પ્રમાણેનું ભવિષ્ય શ્રીમદ્ ભાગવત્‌માં ભાખેલું છેઃ—

શંભલ નામના ગામમાં "વિષ્ણુ યશા" નામના મહાત્મા બ્રાહ્મણના ઘરમાં કલ્કિ ભગવાન પ્રગટ થશે–જન્મ લેશે. એ કલ્કિ ભગવાન શ્રીકૃષ્ણની માફક બાળપણથી લીલા કરવા માંડશે તેમની વય મોટી થતાં એક સુંદર ઘોડા ઉપર બેસી આખી પૃથ્વી ઉપર ફરીને અધર્મીઓનો નાશ કરશે. એ પ્રમાણે કલ્કિ ભગવાન પૃથ્વીમાં વધી પડેલા અધર્મનો નાશ કરી ભાર ઉતારશે.

ત્યારે વર્તમાનકાળમાં કોઇ માણુસ ધર્મરહિત થશે તેનો મોક્ષ શી રીતે થશે? કળિયુગમાં માણસ માત્ર ભક્તિથીજ સદ્‌ગતિને પામશે; કારણ કળિયુગમાં ભક્તિને મુક્તિ કરતાં શ્રેષ્ટ માની છે. "મનુષ્યનું ચિત્ત એ જીવને બંધન કરતા છે, અરે મુક્તિને ફલદાયક એવું પણ એજ છે." જો ચિત્ત વિષયોમાં લાગ્યું હોય તો તે બંધન કરાવે છે, અને પરમાત્મામાં લાગ્યું હોય તો તે જરૂર મોક્ષ

પમાડે છે. "હું અને મ્હારૂં" એવા અભિમાનથી કામક્રોધાદિ ઉત્પન્ન થાય છે. પણ તે જ્યારે એક ચિત્તથી શુદ્ધ થાય છે, ત્યારે જ્ઞાન પેદા થાય છે. જ્ઞાન પેદા થવાથી વૈરાગ્ય ઉત્પન્ન થાય છે એ બન્ને સાથે પેદા થવાથી મન ભકિતમાં લીન થઈ જાય છે. ભકિતથી મનુષ્ય જરૂર લાભ પામે છેજ–મોક્ષ ગતિને પામે છેજ.

"યોગીઓને સ્વરૂપની પ્રાપ્તિ માટે સર્વરૂપ ભગવાનમાં ભકિત કરવા જેવો કોઇ પણ એક માર્ગ નથી." સર્વ પ્રકારની આશકિત-ઓનો જેઓએ ત્યાગ કર્યો હોય ત્યારે તેઓ સત–સાધુ પુરૂષ કહેવાય છે. વળી પ્રભુની કથાનું નિત્ય પાન કરવાથી, પ્રભુ સેવાથી, લોક સેવાથી, તીર્થાટન કરવાથી અજ્ઞાન ટળી પરમેશ્વરમાં શ્રદ્ધા, પ્રીતિ અને ભકિત અનુક્રમે પેદા થાય છે.

નિર્વિકાર મનવાળાની નિષ્કામ અને સ્વાભાવિક એવી ભગવદ્ ભકિત છે. તે વાસનાનો ક્ષય કરે છે માટે તે મુકિત કરતાં પણ ઉત્તમ છે. જે આપણો આત્મા છે. તેજ પુરૂષ છે.એ પુરૂષ જગતની માયાને જોઇ પોતાનાં ખરા સ્વરૂપને ભૂલી જાય છે. આથી આત્માવાળું મૃત શરીર ખોટું દેહાભિમાન ધરી બેસે છે. તેનું ખરૂં કારણ પ્રકૃતિ ( અજ્ઞાન ) છે. ભકિત કરવાનો વિચાર કરવો એ નાસ્તિકો કરતાં ઉત્તમ છે. પરંતુ તેમાં ખરી ભક્તિ રહેલી નથી ખરી ભકિત તો તેવા વિચારને આચારમાં મુકવી તેમાં રહેલી છે. જુઠો વિચાર કરવો તે તો હવાને પકડવા દોડવું તેવો છે. એવો વિચાર શેખચલ્લીના તરંગોને પણ હઠાવે છે. દરિયાનાં મોજાં જેવો છે. ઘણા માણસો દરરોજ પ્રભુભક્તિ કરે છે–કરતા હશે પરંતુ તે ભકિતનું ખરૂં આચરણ નથી. પણ ખરા આચરણનું પગથીઉ

કહી શકાય ખરૂં. એક પગથીઉં ચઢી બીજે પગથીએ જવાય અને એમ આખરે માળપર પહોંચાય. તેમ ભક્તિનાં પણ ઘણાં પગથીઆં છે. માળપર જનારાની ભક્તિ તે કોઇ અલૌકિકજ. તેઓને ત્યાં મગ્ન પડી જતાં પુનઃ નીચે ઉતરવા મન કરતા નથી. શા માટે કરે ? ઉપરની તાજી હવા. ઔર આનંદ મૂકીને હેઠળ કોણ ઉતરે ? પણ જે પગથીઆં પર ઉભો છે, તેને તો કદાચ સામેથી કાંઇ અડચણ આવતાં નીચે ઉતરવુ એ પડે, અનેચઢેલાં પગથીઆં માટે કરેલી મહેનત વ્યર્થ જાય છે. બે માણસ ડુંગર પર ચઢવા લાગ્યા. એક માણસ પ્રેમના જોસ્સામાં હરખભેર ડુંગરને શિખરે જઇ ચઢયો. બીજો ધીમો ધીમો ચઢતો હતો. તે રસ્તામાંજ થાકી ગયો ને ત્યાં બેઠો બેઠો પોતાના મિત્રની રાહ જોવા લાગ્યો. ખુબ બૂમો પાડી પણ સાંભળે કોણ ? પેલા ભાઇને ઉપરની સુંદર હવા મળતાં નીચે ઉતરવું મનજ ન થાય. એમ કરતાં ઉપર ગએલાને પોતાના મિત્રનો સાદ સંભળાતાં તેની પાસે ગયો અને બન્ને વાતના ગપાટા મારતા ઘેર ગયા. આવા પ્રકારની નિશ્ચયોવાળી ભક્તિ ઘણાખરા કરે છે. તેથી અત્રે લખવું પડયું છે હું પણ તેવોજ છું. આ પ્રમાણે કળિકાળની કથા છે માણસ જેવાં કર્મ કરે છે તેવાંજ ફળ ચાલુકાળમાં લોકો નજરે જુએ છે.



# કેટલીક હકીકત.

કૃતમાલા નદી—દ્રવિડ દેશમાં આવેલી હતી.

સપ્તર્ષિ—કશ્યપ, અત્રિ, જમદગ્નિ, ભારદ્વાજ, પુલહ, વસિષ્ઠ અને વિશ્વામિત્ર.

ઋતુઓ—છએ–હેમંત, શિશિર, વસન્ત, ગ્રીષ્મ, વર્ષા અને શરદ.

કિષ્કિંધા—મ્હૈસુરનો ઇશાન તરફનો પ્રદેશ.

ગોવર્ધન પર્વત—મથુરા અને વૃંદાવન નજીક આવેલો છે.

મહેન્દ્રાચલ—મહાનદી અને ગોદાવરીની વચ્ચે આવેલો પૂર્વઘાટ.

મગધ—બિહાર પ્રાન્ત.

કોસલ—અયોધ્યા પ્રાન્ત.

મરુદેશ—મારવાડ.

લોક—મુખ્ય લોક ત્રણ છે, સ્વર્ગ, પૃથ્વી ને પાતાળ. પણ એકંદર ૧૪ લોક ગણાય છે પૃથ્વી ઉપરના સાત અને નીચેના સાત.

પૃથ્વી ઉપરના—ભૂ: ભૂવઃ સ્વઃ મહઃ જનઃ તપઃ અને સત્ય કે બ્રહ્મલોક.

પૃથ્વી નીચેના—તળ, વિતળ, સુતળ, રસાતળ, તલાતળ, મહાતળ અને પાતાળ.

ક્ષીર સાગર—હાલનો શ્વેતસમુદ્ર.

પૂર્વે ગણાતા સાત સમુદ્રઃ—

(૧) ક્ષારોદક=હિન્દી મહાસાગર. (૨) ક્ષીરોદક=દૂધ જેવો શ્વેત સમુદ્ર. (૩) દધી મંદોદક=ઉત્તર મહાસાગર. (૪) ધૃતોદક=ઘી જેવો પીળો સમુદ્ર. (૫) ઇક્ષરસોદક=શેરડીના રસ જેવો રાતો સમુદ્ર. (૬) સુરોદક=( સુરા=દારૂ ) દારૂ જેવો કાળો સમુદ્ર. (૭) શુદ્ધોદક=સ્વચ્છ પાણી વાળો સિંધૂ નદ ( કેટલાક ગંગા નદીને પણ ગણાવે છે. )

મિથિલાનગરી, જનકપુર =અયોધ્યાની પૂર્વે અને નેપાળની દક્ષિણે એ શહેર આવેલું હતું. જનક રાજાની રાજધાની.

કિષ્કિંધાનગર—કિષ્કિંધાની રાજધાની.

કુરુક્ષેત્ર—પાણીપત.

કપિલ વસ્તુ નગરી—શુદ્ધોદન રાજાની રાજધાની કાશીથી ઉત્તરે ૧૦૦ માઇલ પર આવેલું હતું.

શંભલ—એ ગામ દક્ષિણ હિન્દમાં આવેલું છે એવું એક જણે કહ્યું હતું.

રાજગ્રહનગર—મગધની રાજધાની.

હસ્તિનાપૂર, ઇંદ્રપ્રસ્થ =દિલ્હી.

ગિરિવ્રજ—જરાસંધની રાજધાની. એ શહેર મગધમાં આવેલું હતું.

મંદરાચલ—ક્ષીરસાગર નજીક

મેરુ—સુમેરૂ પણ કહેવાય છે. કેટલાક વિંધાચળ નજીક ગણાવે છે. પણ ખરી રીતે તે મંદરાચલ નજીક આવેલો હોવો જોઇએ.

વિદેહનું રાજ્ય—બિહારનો ઉત્તર ભાગ અને નેપાળનો દક્ષિણ ભાગ.

પ્રાગ્જ્યોતિષપુર—ભુતાન નજીક આવેલું નરકાસુરનું રાજધાનીનું નગર.

શોણિતપુર—બાણાસુરની રાજધાની. હાલના મણિપુર નજીક એનું રાજ્ય આવેલું હોવું જોઇએ.

વેશાલીનગર—હાલના બદ્રીનારાયણ આગળ એ નગર આવેલું હતું.

દ્રવિડદેશ—મદ્રાસનો ઉત્તર ભાગ અને પશ્ચિમનો પ્રદેશ.

વારાણસી—(બનારસ) કાશી.

ભદ્રદેશ—મિસર.



# વચનામૃત (ગદ્યપદ્યમાં)

**મીરાંબાઇ:—**

"બોલમા બોલમા બોલમારે રાધાકૃષ્ણ વિના બીજું બોલમાં."

*　　　*　　　*

"સુખ છે તમારા શરણમાં હો શામળીઆજી;
એ મારા વ્હાલાએ દુઃખ કરણમાં હો શામળીઆજી."

*　　　*　　　*

"ગોવિંદો પ્રાણ હમારોરે, મને જગ લાગ્યો ખારોરે."

---

**તુલસીદાસ:—**

"અમલ કરકે કરે ધ્યાન,
ગૃહી હોકે બતાય જ્ઞાન
જોગિ હોકે કુરે ભાગ,
તુલસી કહે એ નિ ઇ કલિકા ઠગ."

અર્થ—ભાંગ ગાંજા આદિની કેફ કરીને ધ્યાન ધરવું, સંસારી થઇ જગતને જ્ઞાન કહેવું અને યોગી થઇ ભોગ કરવો એને તુલસીદાસે કળિકાળના ઠગ કહ્યા છે. મતલબ કે એ પ્રમાણે કરવું વ્યર્થ છે.

**ભોજો ભગત—**

"મૂરખો માની રહ્યો મારૂં રે તેમાં કોઇએ નથી તારૂં"

*　　　*　　　*

"ભક્તિ શિશ તણું સાટું રે, આગળ વસમી છે વાટુ"

ધીરો ભગત—

"જગજીવન મને મોહન મળીયારે, જન્મ મરણના
× × મારા ફેરા ટળીયારે"
"અંતે સંતને તેડાવેરે, હરિનું ભજન કરવા,
કરમાં માળા ઝાલીરે, મુરખ જ્યારે સુતો મરવા—અં.
નાનપણે ઘર ધંધામાં ધાયો, વૃદ્ધપણે હરિગુણ ગાય,
ઘર લાગ્યું ત્યારે કુવો ખોદાવે, એ અગ્નિ કેમ ઓલવાય;
જીતી બાજી હાર્યોરે, પત્થરને નાવે બેઠો તરવા"—અં.

દેવાનંદ—

"અંતે જાવું છે એકલું, સંગે આવે ન કોય;
માત પિતાને ભાઇ દીકરા, નારી કુટે કુટે છે રોય"—અંતે.
* * *
"પ્રભુ ભજી લેને પ્રાણીયા, ધન દોલત ને નાર;
તેને તજી જાવું એકલાં, સગું કુટુંબ સંસાર"—પ્રભુ



બ્રહ્માનંદ—

"પ્રભુ સાથે કરનેરે, મેલી દેને મોહ અભિમાનરે,
દિન ઝાઝા નથી રહેવું રે, આ દેહમાંરે હંસા ફુટા શાને
થાય છે હેરાનરે"—પ્રભુ



**મુક્તાનંદ—**

"શ્રી રાધાવર રસિક પ્રભુ કૃષ્ણદેવ સુખકંદ;
વિઘ્ન વિનાશક કષ્ટહર વંદુ સદા જગવંદ."

**ગવરીબાઈ—**

"હરિનામ બીનારે ઓર બોલના ક્યા,
હરિકથા બીના ઓર સૂનના ક્યા;
સુખસાગર શામળીયો ત્યાગી કુપડામે ડોલના ક્યા—
આત્મા અખંડ આવે ન જાવે, —હરિ.
જન્મ નહિ ગો રીર મરના ક્યા—હરિ
ગવરી બ્રહ્મ સકળ મે જાન્યા,
જાન્યા તો તો જદ બોલના ક્યા"

---

**શામળભટ્ટ:—**

'રામ જપ, રામ ભજ, રામ સાથે સ્નેહ કર;
રામજીને રીઝવીને, રામ રાખ્ય મનમાં"—રામ.

* * *

"જપે રામનું નામ, દૂત લખ જોજન નાસે;
" " " વાસ વૈકુંઠે વાસે;
" " " દોહલાં દેહવટ જાયે:
" " " અગર જળ શીતળ થાયે;
નામ જપતા જેહ જન, લજ્જા કોણુ લોપી શકે;
શસ્ત્ર ઘાવ વાગે નહિ. રામ જો હ્રદે રખે."

**નરસિંહ મહેતાઃ—**

" જદુપતિ નાથ તે, મિત્ર છે તમતણા, જાઓ વેગે કરી કૃષ્ણ પાસે:
પ્રીત પૂરવતણી, હેત ધરશે હરિ, મનના મનોરથ સફળ થાશે."

*　　　*　　　*

" ચાલીયો વાટમાં, જ્ઞાનના ધાટમાં, મિત્ર મોહનતણું, નામ લેતો;
ધન્ય એ નાર અવતાર સફળ કર્યો, કૃષ્ણ હે કૃષ્ણ મુખ એમ કહેતો."

*　　　*　　　*

" વ્હાલાને જોતાંએ મ્હારી ભુખલડી ભાંગી."

*　　　*　　　*

" પક્ષાપક્ષી ત્યાં નહિ પરમેશ્વર, સમદ્રષ્ટિને સર્વ સમાન "

*　　　*　　　*

" ભૂતળ ભકિત પદારથ મોટું, બ્રહ્મલોકમાં નાહિરે "

*　　　*　　　*

"હરિ હરિ રટણ કર, કઠણ કળિ કાળમાં, દામ બેસે નહિ કામ સરસે;
ભક્ત આધીન છે, શ્યામ સુંદર સદા તે તારાં કારજ સિદ્ધ કરશે"—હરિ.

*　　　*　　　*

" સમરને શ્રી હરિ મેલ મમતા પરી, જોને વિચારીને મૂળ તારૂં;
તું અલ્યા કોણને, કોને વળગી રહ્યો, વગર સમજે કહે મ્હારૂં મ્હારૂં."

*　　　*　　　*

" અખિલ બ્રહ્માંડમાં, એક તું શ્રી હરિ, જૂજવે રૂપે અનંત ભાસે."

*　　　*　　　*

" એવારે અમો એવારે એવા, તમે કહો છો વળી તેવારે;
ભકિત કરતાં જો ભ્રષ્ટ કહેશો તો, કરશું દામોદરની સેવારે."—એવારે.

*　　　*　　　*

"હું કરૂં હું કરૂં એજ અજ્ઞાનતા, શકટનો ભાર જેમ શ્વાન તાણે."

*　　　*　　　*

॥ हरे राम हरे राम राम राम हरे हरे ॥
॥ हरे कृष्ण हरे कृष्ण कृष्ण कृष्ण हरे हरे ॥

**પ્રીતમદાસઃ—**

"ભજન કરીલે ભાવેરે, ભવ ભટકણુ ભાગે.
સંસાર સાગર તરતાંરે, ક્ષણુ વાર ન લાગે.
માયા મોહ નિદ્રામાંરે, ગાફલ શું ઘોરે
પાંચ ચોર વસે પાસેરે, આતમ ધન ચોરે.
અચેત શું ઉંઘે છેરે, જોને આંખ ઉઘાડી.
વેગે વણુશી જાશેરે, કાયાની વાડી."

*　　　*

"તું તારૂં તન દેખ તપાસી.
મટે મોહ મમતા, મદ, માયા, તો કાયામાં
કેદાર ને કાશી"—તું તારૂં.

**કાળિદાસઃ—**

"ભક્ત ને ભગવાનને, રાખજો વહાલા કે સદા;
મોહ, માયા, લોભ મેલી, રામ સમરો સર્વદા.

*　　　*　　　*

"મને વહાલું વહાલું વહાલું દાદા રામજીનુ નામ;
મારે અવર વિધાતણું નથી કાંઇ કામ"—મને.

*　　　*　　　*



"ન ભજું વૈકુંઠ નાથ વિણુ, અવર પુરૂષનું નામ;
એ વિણુ વિદ્યા સકળ તે, કાંઇ ન આવે કામ."



અખો:—

"ભકત દેખે સઘળે ભગવંત, તેને દુઝે તો શાના સંત,
જ્ઞાનીને નિર્દાવો ધરે, તે નિત્યે બેસીને આથડે;
ભક્તિજ્ઞાન નોહે એ ભેદ, વંડા જીત અખો કહે વેદ."

× × ×

"હડ કરી ઓળખ્યા હરિ, કાચો જીવ જાશે નિસરી."



રામકૃષ્ણપરમહંસ:—

"જે ઘરમાં હરિનું નામ—કિર્તન થાય છે તે ઘરમાં કલિનો પ્રવેશ થઇ શકતો નથી" × × ×

"ઢીલી ભક્તિ તે ઇશ્વરને પસંદ નથી. જળમાં ડુબકી મારતા જેમ પ્રાણુ આકુળવ્યાકુળ થાય છે તેજ પ્રમાણે ભગવાનને માટે પ્રાણુ આકુળ વ્યાકુળ થશે ત્યારેજ તેનાં દર્શન થશે.

* * *

"જેમ લાકડાનું સીતાફળ અને માટીનો હાથી જોતાં સાચા હાથીની અને સાચાં સીતાફળની કલ્પના થાય છે તેજ પ્રમાણે મૂર્તિનાં દર્શન કરવાથી ઇશ્વરનું જ્ઞાન થાય છે."



દયારામ—

"ચિત્ત તું શિદને ચિંતા ધરે, કૃષ્ણને કરવું હોય તે કરે–ટેક
સ્થાવર જંગમ જડ ચૈતનમાં, માયાનું બળ ઠરે;
સ્મરણ કર શ્રીકૃષ્ણચંદ્રનું, જન્મ મરણ જાય પરે—કૃષ્ણને
નવ માસ પ્રાણી કૃષ્ણચંદ્રનું, ધ્યાન ગર્ભમાં ધરે;
માયાનું આવરણ [illegible] જ્યારે, લક્ષ ચોરાસી ફરે;—કૃષ્ણને

*　　　*　　　*

"સાંભળ શિક્ષા તું મન મારી, સાચી કહું એક વાત;
મનુષ્યા દેહ દુર્લભ હરિને, જ્યાં લગી તન કુશલાત,
સમો ગયે પસ્તાઇશ પાર ક્યાં, ચોરાસી અથડાતાં;
તે કરતાં શું દુ:ખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતા."

*　　　*　　　*

"સાચું તે સગપણરે સમજ મન શ્યામતણું;
બાકી સહુ જુઠુંરે, કશું નથી કામતણું:
માત તાત સુત ભ્રાત ને ભગિની, સગાં સહોદર સોય;
કુળ કુટુંબ સખા ગોત્રને જ્ઞાતિ, એહમાં તારું છે નહિ કોય."

પ્રેમાનંદ:—

"મનડું મૂર્તિમાં વળગી રહ્યુંરે, ચિન્તન કરવા ચિત્ત આતુર;
તરૂણ મનોહર મૂર્તિ નાથનીરે, રાજીવ લોચન, જોબન પૂર"–મનડું.

*　　　*　　　*

"મારી પ્રીતિ પ્રાણ આધાર તમ સંગ લાગીરે;
મેં તો અસત્ય જગતથી નાથ આશા ત્યાગીરે."

**ભૂખણદાસ:—**

"પિતા માત સંતાનને મિત્ર ભ્રાત એ તો સર્વ છે આળપંપાળ વાત;
એમાં અંત કાળે નાવે કોય કામ, તે માટે ભજો સર્વથા રામ નામ.
ઘડીમાં ઘટી જાય આયુષ્ય અલ્પ, ભમતાં ભમતાં થયા કોટિ કલ્પ;
માથે મર્ણું કેરી મહા એક ભામ, તે માટે ભજો સર્વથા રામ નામ."

* * *

"ઘણા પૂન્યના ભાવથી દેહ પામ્યાં, હસતાં રમતાં સુખે દીન વામ્યાં;
ગયા નાથનું નામ તો સઘ ચૂકી, ભજો રામને કામને દૂર મૂકી.
ભણ્યા શાસ્ત્ર સિદ્ધાંતની સર્વ વાત, નથી ઓળખ્યા શ્રી તમે પ્રાણનાથ;
વિવેકી થઇ કાં કરો બુદ્ધિ ટુંકી, ભજો રામને કામને દૂર મૂકી"

* * *

"તમે અવતર્યા લક્ષ ચોરાસીવાર, નથી પામીયાં તોય સંસાર પાર;
માટે આ સમે જાપ–માળા ધરીને, ભજો ભક્ત ભાવે સદા શ્રી હરિને."



# જાહેર ખબર.

ટુંકાં ભક્ત ચરિત્રો નામનું પુસ્તક
અમારા તરફથી બહાર પાડવામાં
આવશે. અગાઉથી ગ્રાહક
થનારને પોણી કિંમતે મળશે.
નોંધાવો નામ વહેલો તે પહેલો

ઠે. છપાવી પ્રસિદ્ધ કર્તા.

---

## ॥ दशावतारनी आरति ।

जयदेव जयदेव जय कृष्णा धीवम् । २
भक्त पालक नित्यं यदु वंशा भरणम् ॥ जय०
प्रथमं साफर [1] देहं धृतवा ननु रुपम् । २
वेदानुद्धार इतुमवितं सत्य वृतम् ॥ जय०
द्वितीयं यज्ञतनु [2] धृत शुकर प्ररुपम् । २
रसातला दानीता वसुधा वसुपुर्णा ॥ जय०
तृतीयं कुलिर [3] स्वरुपं धृत मंदर पृष्ठम् । २
सुधा नव नकार्यथिं मथितुं क्षीर निधिम् ॥ जय०
तुर्यं नृसिंह स्वरुपं भवभीति हरणम् । २
पातुं भक्त प्रह्लादं दुस्सह दुःख गणात् ॥ जय०
पञ्चमो पेन्द्र [4] स्वरुपं कृतवान्बटुवज्ञम् । २
पातालंबलि भूपं निहित भक्त सुतम् ॥ जय०
षष्ठद्विजाति [5] रुपं राजसगुण युक्तम । २
परशुं पाणौ धृत्वा निहतं क्षत्र कुलम् ॥ जय०
रामं राजिव नेत्रं रघुकुल रमणम् । २
पौलस्त्यं वनदाबं साता भयहरणम् ॥ जय०
नागं कृष्ण कुलं वलभद्रा वरजम् ।
वृन्दावन सञ्चारं गोपीजन रमणम् ॥ जय०
नवमं बौद्धं धृत्वा मोहिता सुर वृन्दम् । २
पाषण्डा मय खण्डं कृतवान्वेद पथम् ॥ जय०
दशमं कल्कि रुपं भविता कलि अन्ते । २
धर्म स्थापन कर्तुं दलिता ऽसुर व्रन्दम् ॥ जय०

नारायण जयकृष्ण गणदेवीकर.

---

१ मच्छ. २ वाराह. ३ कुर्म ४ वामन. ५ परशुराम.

